


ચૌધરી સમાજના સાંસ્કૃતિક દસ્તાવેજના
વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ
ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

માનવ, પશુ, પ્રાણી, પક્ષીજગત જેવા દરેક સજીવો પાસે પોતાની આગવી જીવનશૈલી છે. માનવનું અસ્તિત્વ દુનિયાના દરેક ખંડમાં છે. દરેક દેશની માનવજાતિની રહેણી કરણી, ભાષા, ખોરાક વગેરે ભૌગોલિક પરિસ્થિતિ ઉપર આધારિત હોય છે. દુનિયામાં હજારો માનવ સમાજો પોતાની જીવનશૈલીથી જીવે છે. તેમાંનો એક આદિવાસી સમાજ પણ છે. ભારતમાં જોઈએ તો કુલ વસ્તીના ૯ ટકા અને ગુજરાતમાં જોઈએ તો કુલ વસ્તીના ૧૪ ટકા વસ્તી આદિવાસી છે. આમ ગુજરાતમાં ૨૯ જેટલી આદિવાસી જાતિઓ છે. આ દરેક જાતિની પોતાની આગવી ઓળખ છે. સંશોધન ક્ષેત્રે આ જાતિઓની ઓળખ આજદિન સુધી દેશ દુનિયામાં બહાર આવી નથી. આ ઓળખને વાચા આપવા માટે આદિવાસી ચિંતક અને કર્મશીલ ડૉ. ગણેશ દેવીએ ૧૯૯૬માં ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા નામની સંસ્થાની સ્થાપના કરી. જે સંસ્થા ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનના આદિવાસી વસતિના કેન્દ્રબિંદુ એવા ગુજરાત રાજ્યના વડોદરા જિલ્લાની પૂર્વપટ્ટીના છોટાઉદેપુર તાલુકાના એક સમયના પાલપ્રદેશમાં તેજગઢ ગામે આદિવાસી અકાદમીની સ્થાપના કરી.

તેજગઢ અકાદમીનું સંકુલ દેશ દુનિયાની આદિવાસી અને વિમુક્ત વિચરતી જાતિઓની કેટલીક વિશિષ્ટતાઓ, માન્યતાઓ, કથાઓ, ગીતો, વાર્તાઓ, કળાઓ, રીતિ રિવાજો, સામાજિક બંધારણો,

ભાષા, સામાજિક અને ધાર્મિક ક્રિયાકાંડો, રૂઢિઓ વગેરે અલગ હોય છે. આ દરેક બાબતો હાલના પરિવર્તનના વાયરામાં બદલાતી કે લુપ્ત થતી જાય છે.

બદલાતી કે લુપ્ત થતી દરેક બાબતોને આજના સમયમાં કોઈક સ્થાન આપવું અનિવાર્ય થઈ પડ્યું છે. કારણ કે એમ ન થાય તો દરેક સમાજ પોતાની આગવી ઓળખ ખોઈ બેસે છે. આ ઓળખને કોઈના કોઈ સ્વરૂપે જાળવી અણમોલ રતનને સંકલિત કરી દૃશ્ય, શ્રાવ્ય, લેખિત સાહિત્યના માધ્યમ દ્વારા આદિવાસીના અવાજને વાચા આપી છે. અહીં ચૌધરી સમાજનો માનવશાસ્ત્રીય અભ્યાસ આપવાનો પ્રયત્ન છે.

આ વિષય પર માનવશાસ્ત્રીય અભ્યાસ કરવાની પ્રેરણા આપનાર ડૉ. ગણેશ દેવીના માર્ગદર્શન હેઠળ અમે ચૌધરી સમાજને શક્ય બને તેટલો યોગ્ય ન્યાય આપવાનો પ્રયત્ન કર્યો છે.

ચૌધરી સમાજ સાથેનો અમારો નાતો વર્ષ ૨૦૦૪થી જોડાયેલો છે. તે સામાન્ય પરિચય સ્વરૂપે હતો. જ્યારે આ અભ્યાસ કર્યો ત્યારે અમે આ સમાજને ખૂબ નજીકથી જોઈ શક્યા. ખાસ કરીને સૃષ્ટિ સર્જન વિશેની કલ્પના સાંભળતાવેંત આપણને બે ઘડી સ્તબ્ધ કરી મુકે છે. સમાજનો પોતાનો ઈતિહાસ પણ અલગ છે. જેમાં જન્મ, લગ્ન, મૃત્યુ જેવા કાર્યોમાં પ્રસંગોપાત થતી વિધિ અન્ય સમાજ કરતાં ખુબ અલગ તરી આવે છે. દેવીદેવતા સાથેનો તેઓનો સંબંધ ખૂબ અલગ છે. ખેતી, ખાનપાન, ગૂઢવિદ્યા, સમાજપંચનો કાનૂન, કરાર સમાજના સંચાલન માટે મહત્વનું અંગ બની રહે છે. રોજિંદા

વ્યવહારમાં ઉપયોગી ભાષા પણ આ સમાજમાં ખૂબ અલગ છે. પશુ-પક્ષી વિશેનો સમાજનો દૃષ્ટિકોણ, પ્રકૃતિ સાથે સબંધ તેમજ ઔષધિય જ્ઞાન વિશેની સમાજની કેટલીક સજાગતા છે. સાથે પવિત્રતાના સમાજમાં કેટલાક નિયમો છે.

પ્રસંગોપાત ગવાતા ગીતો સાથે તેમાંથી ઉદ્‌ભવતો આહ્‌લાદક ભાવ આપણને આનંદીત કરી મુકે છે. સંગીત, નૃત્ય આ સમાજનું એક અંગ છે. પ્રસંગોપાત વાગતા વાદ્યો જેમાં દેવ સમયે, લગ્ન પ્રસંગે અને અન્ય આનંદના પ્રસંગે અલગ અલગ વાદ્યો વાગે છે. આ સમાજનું મુખ્ય વાદ્ય ડોવળું છે. જે આ સમાજની વિશિષ્ટ ઓળખ આપે છે. અમારા મત મુજબ ગુજરાતના વાદ્યોમાં કદની દૃષ્ટિએ જોઈએ તો સૌથી મોટું વાદ્ય ડોવળુ છે. તેમાં ગવાતાં ગીતોનાં તાલે નૃત્ય થતું હોય, જેમાં ભાઈઓ, બહેનો, બાળકો બધાં જોડાતા હોય છે. હરખી દેવના પ્રસંગે થતા નાટ્યો સમાજમાં જાગૃતતા લાવવા ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. આમ જોતા ચૌધરી સમાજ પોતાની આગવી શૈલીથી જીવે છે.

## આભાર દર્શન

માનવશાસ્ત્રીય અભ્યાસનો વિચાર આપનાર અને આ અભ્યાસને આમ જનતા સુધી પહોંચાડવા માટે સેતુરૂપ બનનાર ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રના સ્થાપક ડૉ. ગણેશદેવી. કાયા રૂપી વિચારમાં દરેક અંગોને કાર્યાન્વિત કરવા માટે જરૂરી માહિતી આપનાર અને જેમના વગર આ અભ્યાસ શક્ય ના બને એવા તાપી જિલ્લાના વાલોડ તાલુકાના અલગટ ગામના વતની મનોજભાઇ અમરસીંગભાઇ ચૌધરી જેઓ પોતે લગભગ સત્તર જેટલા સંશોધનકારોને પોતાના સમાજનું જ્ઞાન પીરસ્યું છે. આકાશવાણી કેન્દ્રો અને સામાજિક સંમેલનોમાં પોતાની કલાનું આગવું પ્રદર્શન કર્યું છે. સમાજમાં જાગૃતતા લાવવા કે સંદેશા ફેલાવવા માટે શેરી નાટકો કર્યા છે. તેમજ તેમની સાથે લલ્લુભાઈ રેવજીભાઈ ચૌધરી, રમેશભાઈ ચીમનભાઈ ચૌધરી(વકીલ), ટેલાભાઈ કરશનભાઈ ચૌધરીએ પણ અમને સહકાર આપ્યો છે. આકાશવાણી તેમજ અન્ય જાહેર પ્રસંગને અનુરૂપ ગીતો ગાનાર સુરત જિલ્લાના મહુવા તાલુકાના પાનાફળિયા(ડુંગરી)ના અલકાબેન રસિકભાઈ ચૌધરીએ અમારા ગીતોમાં પ્રાણ પુર્યા છે. સાથે રસિકભાઈ કિકુભાઈ ચૌધરીએ જરૂરી સૂચનો કરીને ક્ષેત્રકાર્યને ફળીભૂત કર્યું છે.

આ ક્ષેત્રકાર્ય દરમિયાન અમારી પ્રાથમિક સવલતનું સતત ધ્યાન રાખનાર તાપી જિલ્લાના વાલોડ તાલુકાના વેડછી ગામના ચૌધરી સમાજના એક અંગસમા અશોકભાઈ ચૌધરી અને તેમના પુત્ર નિરજભાઈ ચૌધરી તથા પુત્રવધુ રેખાબેન ચૌધરીએ અમને સહકાર આપ્યો છે. માંડવી તાલુકાના પિપલવાડા ગામના સમાજમાં ભગત તરીકે જાણીતા ચામડીયાભાઈ કાળીયાભાઈ ચૌધરી તથા માર્થાબેન ધનજીભાઈ ચૌધરી અમારી ખૂટતી કરતી માહિતીમાં મદદ કરી છે. અગાઊ આ સમાજ ઉપર અરવિંદ ભટ્ટ 'ગુજરાતના ચૌધરીઓ', મનોજ ચૌધરી, કુલીન પટેલ તથા વિક્રમ ચૌધરીએ સંકલન કરેલ 'દક્ષિણ ગુજરાતના આદિવાસી નૃત્યો', ઘનશ્યામ શાહ 'આદિવાસીઓ ગઈકાલે અને આજે ' જેવા ગ્રંથો પ્રકાશિત કર્યા છે. એ ગ્રંથો તેમજ ચૌધરી સમાજના પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અમને મદદ કરનાર નામી અનામી દરેક ભાઈ-બહેનના અમે આભારી છીએ.

અમારા લેખન કાર્યમાં જરૂરી સલાહ સૂચનો આપનાર આદિવાસી અકાદમીના પ્રા.જિતેન્દ્રભાઈ વસાવા તેમજ ભાષા આંદોલન સાથે જોડાયેલા અમારા સહકર્મી, આદિવાસી અકાદમીના નિયામકશ્રી, નિવાસી નિયામકશ્રી દરેકના અમે ઋણી છીએ.

# અનુક્રમ

### સમાજનું નામ

ચૌધરી સમાજને ચારે દિશાના લોકો અન્ય નામો જેવા કે પાવાગઢી ચૌધરી, નાના ચૌધરી(ચોખા ચૌધરી), મોટા ચૌધરી, છાટાલા ચૌધરી, વલવી, વલૂવડા ચૌધરી, ટાકરીયા ચૌધરી, બોંડા ચૌધરી જેવા નામોથી ઓળખાય છે.

### ભૌગોલિક વિસ્તાર

ઉત્તરે સાતપુડા અને દક્ષિણે સહયાદ્રિની વચ્ચે તાપી નદિ વહે છે. આશરે ૩૦ કિમી દક્ષિણે અંબિકા નદી ડાંગમાંથી ઉતરી આવે છે. આ બન્ને નદીઓની વચ્ચે ચૌધરીઓનો વસવાટ છે. તાપી નદીની દક્ષિણે વ્યારા, સોનગઢ, વાલોડ, બારડોલી, વાંસદા અને ઉત્તરે માંડવી, માંગરોળ, ઓલપાડ વગેરે પ્રદેશોમાં ચૌધરીઓની વસતિ વધતા ઓછા અંશે જોવા મળે છે. ઉપરોક્ત તાલુકામાંથી માંડવી, વ્યારા, વાલોડ, બારડોલી અને માંગરોળ એમ પાંચ તાલુકાઓમાં ચૌધરીઓની વસ્તી વધુ છે. નર્મદાના સાતપુડાના પર્વતોની હારમાળા સોનગઢ સુધી છે. આ વિસ્તારની જમીન ખાડા ટેકરાવાળી છે. તેના સિવાયનો અન્ય વિસ્તાર સપાટ જમીન ધરાવે છે.

### સૃષ્ટિસર્જનની કલ્પના

ચૌધરી સમાજ માને છે કે સૃષ્ટિ ઉપર સૌ પ્રથમ પાણી જ હતું. તે સમયે રાજા પાન્ઠાદેવ અને યાહામોગીએ સૃષ્ટિ ઉપર જમીન, પ્રાણી, પશુ-પંખી, જીવ-જંતુઓ, માનવ, ઝાડબીડ વગેરેને વસાવવાનું નક્કી કર્યુ. તેમાં સૌ

પ્રથમ ધરતી બનાવવાનું નક્કી કર્યુ. ધરતી બનાવવા માટે દેવ અને દેવી કીડીની શોધમાં નીકળ્યા. શોધતાં કીડી મળી. તેઓએ કીડીને કીધુ કે તારે જે જોઈએ તે આપી દઇએ પણ તું ગમે ત્યાંથી માટી લાવીને અમને ધરતી બનાવી આપ. કીડી માટીની શોધમાં નીકળી અને માટી શોધી કાઢી ધરતી તૈયાર કરી. હવે ધરતી તો તૈયાર થઇ ગઈ પણ આકાશ કઈ રીતે બનાવવું તેના વિચારમાં પડ્યાં. આકાશ બનાવવા માટે દેવ અને દેવીએ ધરતીના ચારે ખૂણે મોટા ખૂંટા માર્યા ને દોરા બાંધી આકાશ તૈયાર કરવા લાગ્યા, પણ દોરા તૂટી જાય એટલે આકાશ તૈયાર જ ન થાય. દેવ દેવી થાકીને વિચારવા લાગ્યા કે હવે આકાશ કોણ બનાવશે ? આમ કરતાં કરતાં કરોળિયાની શોધમાં નીકળ્યા અને કરોળિયાને શોધીને કહ્યું કે તું જે માંગે તે આપી દઈએ પણ તું અમને આકાશ બનાવી આપ. એટલે કરોળિયાએ તાંતણે આખું આકાશ તૈયાર કરી દીધું. આકાશ તો તૈયાર કરી દીધું પણ આખું ઝુલેલું હતું. તેને ઊંચું રાખવા માટે તેણે તારની જાળીમાં ખીંટીઓ મારી. આમ આકાશ તૈયાર થયું. તેમાં જે ખીંટી મારી તેના તારા અને ચાંદની બન્યાં.

ધરતી અને આકાશ તૈયાર થયાં પણ પૃથ્વી ઉપર સંપૂર્ણ અંધારુ જ અંધારુ હતું. હવે અંધારુ દુર કરવા માટે દેવ દેવી ફરી વિચારવા લાગ્યાં. ત્યારે તેમણે કોઇએ કહ્યું કે પાણીમાં સાતમાં પાતાળે એક દેવ છે. તેને ત્રણ પુત્રો છે. તેમની પાસેથી બે પુત્રો લઈ આવો જે તમને અજવાળું કરી આપશે. આ સાંભળી દેવ અને દેવી પાણીમાં સાતમાં પાતાળે ગયાને ત્યાંના દેવને વિનંતી કરી કે તમારે જે જોઈએ તે આપીએ પણ તમારા ત્રણ પુત્રો છે તેમાના બે પુત્રો અમને આપો. અમારે પૃથ્વી ઉપર અજવાળું કરવું છે. દેવે તેમના બન્ને પુત્રો તેમને આપ્યાં. બન્ને પુત્રોને દેવ દેવીએ ધરતીના બે છેડે ઊભા કરી દીધા અને આખી પૃથ્વી ઉપર અજવાળું કરી દીધું. અજવાળું થતાની સાથે

જીવજંતુ, માનવ, પ્રાણી, પશુ, પક્ષીની વસતી થઈ. જેમાં માનવ જ્યારે પેશાબ કે લોટો પાણી કરવા જાય ત્યારે આ સૂર્ય ચંદ્ર સામે ફરીને જ બેસી જતાં. તેથી આ બન્ને શરમાતાં. વારંવાર આવું બનવાથી તેઓ રાજા પાન્ઠાદેવ અને યાહામોગીદેવી પાસે ગયાં. ત્યાં દેવદેવીની આજ્ઞાથી તેઓ બન્ને અડધો અડધો સમય વારા ફરતી રહેવાનું નક્કી કર્યું. જેમાં સૂર્યને દિવસ અને ચંદ્રને રાત્રિનો સમય મળ્યો. ત્યારથી સૃષ્ટિ ઉપર રાત અને દિવસનું અસ્તિત્વ છે.

સૃષ્ટિ ઉપર દિવસ રાત થઈ, અજવાળું થયુ, પણ તેના ઉપર રહેનાર જીવ જંતુ, પ્રાણી, માનવ બધાં પાણી વગર પોકારવા લાગ્યા. કારણ કે ધરતી ઉપર પાણી ન હતું. આ પોકાર સાંભળી દેવ દેવી કાળીયામેઘની શોધમાં નીકળ્યાં. રસ્તામાં તેમને એક માખી મળી.

માખીઃ હે દેવ દેવી તમે આટલા જલ્દી ક્યાં જાવ છો ?

દેવ દેવીઃ કાળીયામેઘને શોધવા.

માખીઃ હું બતાવું પણ તમે મને તમારી થાળીમાં તમારી સાથે જમવા દો ત્યારે ?

દેવ દેવીઃ તું તો ગમે ત્યાં બેસીને આવે તને કેવી રીતે અમારી થાળીમાં અમારી સાથે જમવા દેવાય?

માખીઃ તો જાવ તમે શોધી કાઢજો !

દેવ દેવીઃ શોધતા શોધતા આગળ જાય છે પણ કોઈ ભાળ ન મળતાં અંતે થાકીને પાછા પેલી માખી પાસે આવે છે અને માખીની શરત મંજુર કરી કાળીયોમેઘ ક્યાં છે તે બતાવવા જણાવે છે.

માખીઃ દુર ગાઢ જંગલમાં એક સાબર છે. તેના શીંગમાં કાળીયોમેઘ છે. તે સાબર જ્યાં ચરે છે તેટલાજ

ભાગમાં લીલુ ઘાસ છે.

આ વાત સાંભળી દેવ દેવી જંગલમાં જાય છે. સાબરને શોધીને તેનું શીંગ મરોડી તેમાંથી કાળીયામેઘને કાઢે છે ને પૃથ્વી ઉપર ખુબ વરસાદ થાય છે. હવે ખેતીની શરૂઆત કરે છે. ખેતી કરવા માટે હળ લાકડા તૈયાર કરે છે. હળ ખેંચવા માટે વારા ફરતી બધા પ્રાણીઓને જોતરે છે. પણ કોઈનાથી હળ ખેંચાતુ નથી. એવામાં ગાય મળે છે અને કહે છે કે સારૂ મારા બે વાછરડા તમને આપુ છું તેનાથી ખેતી કરો. આમ કરીને વાછરડાથી જમીન ખેડે છે, જમીન ખેડી પણ વાવણી કરવા માટે અનાજ ક્યાંથી લાવવું, અનાજ તો હતુ જ નઇ. પછી કોઇએ કીધુ કે એક દેવની છોકરી કણી કંસરી છે. જેણે હાથ પગ કશું જ નથી છતાંય જીવે છે. તેણે તમે લઈ આવો. આ વાત સાંભળી દેવ દેવી કણી કંસરીને શોધી લાવીને તેની વાવણી કરે છે. ઘણા બધા પ્રકારનું અનાજ એક સાથે ઊગી નીકળે છે. આ જોઈ દેવ દેવી વિચારે છે હવે કયા અનાજને રહેવા દેવું તેની ચિંતામાં પડે છે. રાત્રે લાંબો ડાંગ લઈને જાય છે અને બધા અનાજને હાંકી કાઢે છે. સવારે જઇને જુએ છેતો પાછું બધું અનાજ એવુને એવુજ હોય છે. આમ કરતાં અનાજની અલગ અલગ જાતો ઉભી થઈ છે. સમય જતાં બધી જાતના અનાજ સારી રીતે પાકવા લાગ્યા અને બધા સુખ શાંતીથી રહેવા લાગ્યા.

## ચૌધરી સમાજનો પોતાના ખ્યાલ પ્રમાણે ઈતિહાસ

જૂના સમયમાં સુરત જિલ્લાના આદિવાસીઓ 'કાળી પરજ' અને પછીથી 'રાનીપરજ' તરીકે ઓળખાતા તેમને કેટલાક 'ભૂમિજન' કહે છે. સામાન્ય રીતે એમ માને છે કે ચૌધરીઓ પાવાગઢથી આવેલા, પણ હકીક્તમાં

એવું નથી. રજપૂતોનું આક્રમણ થયું અને પાવાગઢ પર ચઢાઈ થઈ તે સમયે રજપૂતોની હાર થઈ. તે હારેલામાંનો એક રજપૂત સુરત જિલ્લાના 'નળધરા' વિસ્તારમાં આવીને વસવાટ કર્યો. અહિંયા જે પહેલેથી લોકો રહેતા હતાં તેમની સાથે તે સબંધો અને વહેવારો રાખ્યા. થોડા સમય પછી ત્યાંની કોઈ છોકરી સાથે શરીર સબંધ થતા તેને બાળકો થયાં. સમય જતાં તેને નળધરા વિસ્તારની છ હજાર એકર જમીનમાં જાગીરી મળી. ત્યાર બાદ અહિંના છપ્પન જેટલા ગામડામાં લૂટ થતી હતી તે કેવી રીતે અટકાવી શકાય તે કામ તેને સોંપ્યું. તેટલા માટે ઘણાં લોકો એમ માને છે કે ચૌધરીઓ પાવાગઢથી આવેલા, પણ તેમ નથી. અહિંયા તો પહેલેથી જ આદિવાસી ચૌધરીઓ હતા. તેમાં ફક્ત નળધરા વિસ્તારના જાગીરદારોને કહી શકાય કે તે પાવાગઢના વંશજો છે. તેના કોઈ ચોક્કસ પુરાવા નથી. પણ અહિંનો ચૌધરી સમાજએ વર્ષોથી અહિંયા જ રહે છે. જે ચોધરા તરીકે ઓળખાતા હતાં. ઈ.સ. ૧૯૨૨ની અંદર જાગીરી મળી તેમાં ખુશાલ પાનાનો ઠરાવ કરેલ કે કાળાભાઈ ખુશાલભાઈ ચોધરી છે. એટલે કે આજથી નેવું વર્ષ પહેલાનો આ કરાર છે. પાછળથી થોડા ઘણાં ભણેલા ગણેલા લોકો છે તે 'ચૌ' લગાડતા થયા. એટલે ચોધરીની જગ્યાએ ચૌધરી લખતા થયા. એમને એ ખબર ન હતી કે ચૌધરી જે આદિવાસીમાં નથી ગણાતા તે અન્ય જગ્યાએ, અન્ય રાજ્યમાં પણ છે. આમ ચોધરી આદિવાસીઓમાં ચૌધરી પાછળથી આવ્યું છે. એના પહેલા ચોધરી જ લખાતુ હતું. ચોધરી શબ્દનો અર્થ તેઓના મત મુજબ ચારે દિશામાં ચૌ તરફ અને ચારે ધરી પર જેની હાંક વાગતી હોય એવી તેમના પાસે માનમર્યાદા, પૈસા, ઘોડા, ભાલા અને સત્તા હતી. તેમજ સરકાર પણ ચલાવતા હતા. તેથી તે ચોધરી તરીકે ઓળખાય છે. અમરસિંહભાઈ ચૌધરી જ્યારે મુખ્યમંત્રી હતાં ત્યારે

ચૌધરી લખવાનું બધાએ નક્કી કર્યું. તેમા વાલીયા તાલુકાના લોકો 'ચો' લખાવે છે. તેમણે સરકારે આદિવાસી તરીકે ગણ્યા નથી. જ્યારે સુરત જિલ્લાના ચોધરી લોકોએ તે સમયે ઠરાવ કરીને સરકારમાં મોકલ્યો કે અમે ચૌધરીઓ અનુસુચિત જન જાતિના લોકો છે. તેમને સરકારે મંજૂરી આપેલી છે. આવોજ ઠરાવ વાલીયા તાલુકાના ચોધરી લોકો પાસે પણ મંગાવેલો, જે ઠરાવ આ લોકો ન મોકલ્યો એટલા માટે ચોધરી જ રહેવા દીધેલું. તેથી તેમણે અનુસુચિત જાતિમાં મંજૂરી મળી નહિં. આમ આ સમાજ ચારે દિશામાં ચૌધરી અને ચોધરા તરીકે ઓળખાય છે.

ચૌધરી જાતિમાં પીલાંડિયા, પાવાગઢી અને ચોખાપુરી તેમાં વલૂવડા, ચૌધરા, ભારૂડિયા, છાટાલા, ટેકરિયા, સાંયલા જેવી જુદી જુદી પેટાજાતિઓ છે. ચૌધરી સમાજની પેટાજાતિઓ વચ્ચે ભેદભાવની દંતકથા પ્રચલિત છે.

**નાની ચૌધરી અને મોટી ચૌધરીની ઉત્પત્તિ કથા**

દંતકથા મુજબ તે બે સગાભાઈઓના વંશજો મનાય છે. પ્રાચીન સમયમાં એક ગામમાં બે ભાઈઓ ખેતી, પશુપાલનનો વ્યવસાય કરી જીવન ગુજારતા. બિમારીના કારણે તેમની ગાય મૃત્યુ પામી. તેના નિકાલના કામે ગયેલા. મોટાભાઈએ ગાયના મૃત્યુ પછી કરવાની વિધિ ન કરી અને હાથ-પગ ધોઈ શરીર ઉપર પાણીની છાંટ નાંખી શુધ્ધ થઈ કામે લાગ્યો. તે દિવસથી મોટાભાઈના વંશજો 'છાંટ' નાખેલા અને નાના ભાઈએ સંપૂર્ણ સ્નાન કર્યા પછી જ અન્ય કાર્ય હાથ ધર્યા. તેથી તેના કુળમાંથી ઉતરી આવેલા વંશજો 'ચોખાપુરી ' નાની ચૌધરી તરીકે ઓળખાયા. પરિણામે સમાજમાં નાના ચૌધરી ચોખ્ખા અને ઊંચા તે સમયથી મનાવા લાગ્યા. જયારે

મોટા ચૌધરીઓ પાણીની છાંટથી સંતોષ માનેલ તે 'સાંટલા' ચાટલા/છાટલા યા મોટા ચૌધરી તરીકે ઓળખાવા લાગ્યા. બન્ને સગાભાઈના વંશજો હોવાથી તેમની વચ્ચે રોટી વ્યવહાર બાંધી ન શકાયો અને ચોખ્ખાઈના કારણે ઊંચનીચના દરજ્જામા સમાજમાં બંધાયા. નાના ચૌધરી ઊંચા જયારે મોટા ચૌધરીના વંશજો નીચા દરજ્જાના મનાતા. કાળાન્તરે બન્ને વર્ગો તદ્દન અલગ અસ્તિત્વ ધરાવતા એકબીજાથી જુદા પડ્યા.

## જન્મવિધિ

ગર્ભવતી સ્ત્રી પોતાના ઘરના કામો સતત કર્યે જતી હોય છે. ઘંટીએ દળવાનું, કુવામાંથી પાણી ખેંચીને કાઢવાનું ફરજીયાત બનતું. તેથી બાળક સહિસલામત રીતે ગર્ભમાં રહી શકે, જેથી પ્રસુતિ સમયે કોઈ પણ જાતની તકલીફ પડતી નથી. નવ માસ પછી બાળક પરિપકવ થાય ત્યારે પેટમાં દુઃખાવો શરૂ થાય છે. તેવા સમયે દાયણને અથવા પોતાની કોમની જાણકાર સ્ત્રીને બોલાવવામાં આવે છે. તે બાળકને અવતરવામાં મદદ કરે છે. રાનીપરજની બધી જાતિઓ પ્રસૂતિમાં દાયણનો ઉપયોગ કરતી નથી. કેટલીક જગ્યાએ પોતાની કોમની જાણકાર સ્ત્રી દાયણની ફરજ અદા કરે છે. ઘરમાં ખાસ કરીને ડાંગર ખાંડવાની જગ્યા હોય તેની બાજુમાં પ્રસુતા બહેનને પ્રસુતિ કરાવવામાં આવે છે. જેવું બાળક ગર્ભમાંથી યોનિદ્વારા છોડીને જમીન ઉપર આવે છે. ત્યારે ગર્ભાશય અને બાળકની નાભી સાથે તંતુ નળ જોડાયેલો હોય છે. તેને દાયણ સારું ચોખુ બ્લેડ, વાંસ કે બરૂનીચીપ વડે બાળકની નાભિથી બે ઇંચ દૂર કાપી મેલી છુટી પાડે છે. જે નળ ન્હાવાની જગ્યાએ દાટી તેના ઉપર પથ્થર મુકવામાં આવે

છે. પથ્થર મૂકેલો હોય એજ જગ્યા ઉપર પાંચ દિવસ સુધી દરરોજ સવાર-સાંજ બાળક અને પ્રસૂતાને બહેનને નવડાવે છે. એ સમયે આજુબાજુની બહેનો પાણી ભરી આપવા મદદ કરે છે.

બાળકનો જન્મ થયા પછી એક શેર સૂંઠ, એક શેર કોપરું, એક શેર ગોળ અને એક શેર ઘી આ ત્રણેને મિશ્રણ કરી સારી રીતે મશળી કાઢવામાં આવે છે. પછી પ્રસુતાબહેનને દરરોજ સવાર સાંજ પોતાના શારીરિક બાંધાને ધ્યાનમાં રાખીને એક કે બે મુઠ્ઠી ખાવા આપે છે. સાથે સૂંઠ, ગોળ, કાળીમરી નાખીને કાંસાની થાળી ભરી ઉકાળો પાવામાં આવે છે. ખોરાકમાં ઢીલાભાત, મગની ખિચડી, ઘી આપવાથી માતાનું દૂધ સારુ બને એ રીતે ખવડાવવામાં આવે છે. તેથી માતા અને બાળક તંદુરસ્ત રહે છે.

માતા-પિતાનું બીજ ભેગા મળી ગર્ભાશયમાં એક જગ્યાએ ચોંટી બીજ બંધાય ત્યારથી નાભિ સાથે જોડાયેલ નળ દ્વારા શરીર પોષાતું જાય ને મોટું થાય છે. શરીર પરીપૂર્ણ થઈ બાળકનો જન્મ થાય છે. જન્મ થતાની સાથેજ બાળકની નાભિ સાથે જોડાયેલો નળ કાપી નાખવામાં આવે છે. જે ચાર કે પાંચ દિવસમાં કરમાયને નાભિથી છુટો પડી જાય છે. તેથી હવે બાળક પવિત્ર થયું એમ માની સમાજમાં તેને યોગ્ય સ્થાન આપવામાં આવે છે. એટલે પચુરાની વિધિ કરવામાં આવે છે.

જન્મ સમયે જો બાળકને અવતરતા તકલીફ જણાય તો પેટફોળેદેવની બાધા રાખે છે. કોઈએ આ બાધા રાખેલી હોય અને જો બાળક સારી રીતે જન્મે તો બાળકનો જ્યાં નળ દાટેલો હોય ત્યાં પચુરાના દિવસે જઈ એ પથ્થર ઉપર સાથીયો પાડી કંકુ-ચોખા, ફૂલ દીવો કરી પૈસા મુકી નાળિયર ફોડીને દાયણબેન પેટફોળેદેવની બાધા પૂર્ણ કરે છે અને પછી પચુરાની આગળની વિધિ શરૂ કરે છે.

**પચુરો**

પચુરાની વિધિને પાંચાદ્રાની વિધિ તરીકે ઓળખવામાં આવે છે. તે વિધિ બાળકના જન્મ પછી પાંચમાં દિવસે બપોર પછી કરવામાં આવે છે. છોકરો કે છોકરીને સમાન ગણીને બન્ને માટે વિધિ સરખી જ કરવામાં આવે છે. જગતની તમામ જીવિત વસ્તુઓમાં પંચતત્વો છે. જેનાથી આપણું શરીર બંધાયેલું છે. એમાંથી એક પણ તત્ત્વ ન હોય તો મૃત્યુ થાય, અને જો બધાતત્ત્વો સપ્રમાણમાં હોય તો જીવંત રહેવાય, એવી માન્યતા સાથે આ પંચતત્વને પૂંજવામાં આવે છે. તેમાં પાણી, જમીન, હવા, અગ્નિ, આકાશ આ પાંચ તત્વો હોવા જરૂરી છે. તે માટે પાંચ ઢગલી મૂકે છે. આ પંચ મહાભૂતોને યાદ કરીને દીવો પ્રગટાવે છે જે અગ્નિની સાક્ષી માનવામાં આવે છે. ફળ-ફૂલ, સિંદૂર-કંકુ જમીનનું પ્રતીક છે. દૂધ, દારૂ, ચાની છાક પાડે એ પાણીનું પ્રતીક છે. હવા, આકાશ તો છે જ. બાળકનું શરીર પંચતત્વનું બનેલું છે. એટલે એને પણ યાદ કરીને અર્પણ કરે છે. અગ્નિરૂપ આકાશમાં રહેતા ચંદ્ર, તારા, સૂર્યને યાદ કરવામાં આવે છે. આમ પચુરાની વિધિમાં તમામ તત્વોનું પૂજન કરવામાં આવે છે.

પચુરાના દિવસે દાયણ આવે છે. વિધિ માટે મંગાવેલ સામાન નાળિયેર, કંકુ, સીંદૂર, ધૂપસળી, દૂધ, ચોખા, ચકમક(દિવાસળી), હળદર, ફૂલ, તેલ કે ઘી, કોડિયું, મરઘી, દારૂ વગેરે તૈયાર રાખવામાં આવે છે. વિધિ કરતાં પહેલાં બાળકને હુંફાળા પાણીથી સ્નાન કરાવી કાળીકંઠી, સફેદ કપડાં પહેરાવી કમરે કાળો કંદોરો બાંધી નવા કપડામાં લપેટવામાં આવે છે. પછી બાળકને ફોઈ કે મામો દાયણ બેઠેલી હોય ત્યાં લાવી ખોળામાં મૂકે છે. બાળકનો જન્મ થયો હોય એ જગ્યા લીંપી ધૂપી હનવાણીયું પાણી છાંટીને પવિત્ર બનાવવામાં આવેલી હોય

છે. વિધિમાં મંગાવેલો સામાન એક સુપડામાં લાવીને દાયણને આપવામાં આવે છે. દાયણ પૂર્વ તરફ મોં રાખી કંકુ-સીંદૂરથી જન્મની જગ્યાએ ગોળ કુંડાળું અને બાળક સમાય એટલો એક ચોરસ સાથિયો પાડે છે. તેના બન્ને ખૂણા સામસામે ચોકડી પાડી બાજઠ તૈયાર કરે છે. ત્યાં ચોખાની પાંચ પૂજ(ઢગલી) મૂકે છે. તેના ઉપર કંકુ-સીંદૂર, હળદર નાખી કોડિયામાં ઘીનો અથવા તેલનો દિવો કરી સાથીયામાં વચ્ચે મુકે છે. ફૂલથી સાથીયાની પૂજા કરી સુંઠ, ગોળ અને કોપરાના ટુકડા એક પાંદડામાં મૂકે છે. પછી દાયણ અને કુટુંબમાંથી આવેલ બહેનો ચા કે દારૂની છાક પાડી પૈસા કે છુટા રૂપિયા મુકે છે. જે પંચ તત્વોને અર્પણ કર્યુ એમ માની છેલ્લે દાયણ નાળિયર ફોડે છે.

દાયણ બાળકને ખોળામાંથી બંન્ને હાથે ઉપાડીને પૂજા વિધિના સાથીયા ઉપર ફેરવે છે અને કહે છે કે ધરતીમાતા તારે ખોળે આ નવું બાળક આવે છે. તેને તું અનાજ, ફળ-ફૂલ, ભાજી આપજે એના શરીરને પોષણક્ષમ આહાર આપજે. બાળકને કહે છે તું જંગલમાં, ઝાડીમાં, ડુંગરે જજે ને વાઘ, સિંહ, સાપ, સાપોલીયા, કીડી, મંકોડા, જંગલી જનાવરોથી ચેતીને રહેજે. જેવો જાય તેવો પાછો સહી સલામત ઘરે આવતો રેજે.

બીજી વાર ફેરવે ને કહે છે હે અગ્નિદેવ તું એનું રક્ષણ કરજે. જંગલમાં આગ દવ લાગે ત્યારે તેને બચાવી લેજે. ગમે ત્યાં જાય તો ચેતીને જજે ને ભૂલો નહી પડતો, પાછો આપણાં ઘરે આવજે.

ત્રીજી વાર ફેરવે ને કહે છે કે હે પવનદેવ તું આ તારા બાળકને સાચવજે. વા વંટોળ આવે તો બાળકને ઊડાડી ન લઈ જતો એનું તુ દયાન રાખજે. ફળ-ફૂલ સહીસલામત રાખજે અને બાળક તુ સાજો સમો ઘરે આવજે.

ચોથી વાર ફેરવે ને કહે છે કે હે જળ દેવી તુ ખૂબ જોરથી નદી, તળાવ ઊભરાય તેમ ન આવજો. વરસાદ

તું વીજળીના ચમકારા, કડાકા ભડાકા ન કરતો. તારા બાળકને સાચવજે. અનાજ, ફળ-ફૂલ પાકે તેટલો આવજે. હે બાળક આવડી મોટી રેલ આવે તોય તું તરીને પાછો ઘરે આવી જજે.

પાંચમી વાર ફેરવે ને કહે છે કે હે આકાશ દેવતા સૂર્ય, ચંદ્ર, તારા આ તમારા બાળકને સાચવજો. એ તમારા આધારે આવેલો છે. હે બાળક તું સુરત, નવસારી, દિલ્હી, દેશ-પરદેશ જાય તોયે તું પાછો જલ્દી આવી જજે. તારા કુટુંબ, સમાજ, માતા-પિતા, સગા વ્હાલાં, ભાઈ-બહેન, દાદા-દાદીને સંભાળજે. દુઃખે સુખે તું બધાને મદદ કરી સાથ સહકાર આપજે. તું જુવાન થઈ વહું લાવી બાળકો કરજો ને બધાનું પાલન પોષણ ને રક્ષણ કરજે. ઘરડું થવાય ત્યાં સુધી સુખરૂપે જીવજો ને બીજાને જીવવામાં મદદ કરજે.

છેલ્લે જુઆર કરીને બાળકને પોતાના ખોળામાં લઈ લે છે. પછી મામા અથવા ફોઈ દાયણને પ્રણામ કરી કંકુ ચોખાના ચાંદલા કરી પૈસા આપી બાળકને દાયણ પાસેથી વેચાતો લેવામાં આવે છે. ત્યાર પછી ફોઈ તેનું નામ પાડી કુટુંબના સભ્ય તરીકે બધા તેની ગણના કરે છે. ઘરમાલિક યથાશક્તિ પ્રમાણે જે કાંઈ રસોઈ બનાવેલી હોય તે સગા વ્હાલાં, કુટુંબીજનો બધા સાથે બેસીને ખાય છે. દાયણ ઘરે જવાનું કહે ત્યારે તેણે પચુરા પૂજા પાસે બેસાડે છે. મામો અથવા ફોઈ એક સુપડામાં ચોખા, દાળ, સૂંઠનું પડીકું અને યથા શક્તિ પ્રમાણેના રૂા, પૈસા, લૂગડુ, ચોળી લાવી દાયણ લૂગડાનો છેડલો બન્ને હાથે પકડેલો હોય તેમાં આપે છે. ઘણી વખત રાંધેલું હોય તે પણ ઘરે લઈ જવા માટે આપે છે. ત્યાર બાદ પ્રસંગમાં એકઠા થયેલા સૌ પોતપોતાના ઘરે જવા છુટા પડે છે. આમ પચૂરાની વિધિ પૂર્ણ થાય છે.

### ચૌધરીમાં લગ્ન

ચૌધરી સમાજમાં દિવાળીથી હોળી સુધીમાં દેવાપરે સગાઈ વિધિ અને હોળીથી વરસાદ પડે ત્યાં સુધી (જેઠ પહેલા) લગ્નવિધિ કરે છે. આવક માટેનું અન્ય કોઈ સાધન ન હોવાથી હોળી ઉપર ખેતીનો પાક તૈયાર થઈ જાય પછી લગ્નો કરે છે.

### ગોત્રની ભૂમિકા

ચૌધરી સમાજમાં લગ્ન કરતી વખતે પોતાના  જ ગોત્રકુળમાં લગ્ન થાય એવું સમાજે સ્વીકાર્યુ છે. નાની ચૌધરી હોય તો તેમાંથી છોકરા-છોકરીની પસંદગી કરવીને લગ્ન ગ્રંથિથી જોડાવું. બીજા ગોત્ર સાથે લગ્ન કરવા નહિં. મોટી ચૌધરીના છોકરા-છોકરી મોટી ચૌધરીમાં જ લગ્ન ગ્રંથિથી જોડાઈ શકે. તેવું જ વલૂવડા ચૌધરીમાં પણ વલૂવડા ગોત્રના જ લગ્ન કરી શકે છે. ચૌધરી સમાજમાં પણ આખાકુળમાં એકબીજા કુળ સાથે રોટી-બેટી વ્યવહાર રાખવું નહિં જો ભૂલે ચુકે કોઈ છોકરા-છોકરી ભુલ કરી બેસે તો પોતાના કુળમાંથી નાત બહાર મુકવામાં આવે છે. તે અભડાઈ ગયો એમ માની તેને નાતની અંદર લાવવાની વિધિ કરવામાં આવે છે ત્યાર પછી જ કુળ ગોત્રના માણસો તેને સ્વીકારે છે.

**લગ્નના પ્રકાર**

**વિધુર,વિધવા લગ્ન**

જેનો પતિ અથવા પત્ની ભર જુવાનીમાં માંદગીથી કે આકસ્મિક રીતે મૃત્યુ પામે તો તે સમાજના રીત રિવાજ મુજબ ઘરના સભ્યોની સંમતિથી ફરી લગ્ન કરી શકે છે. જેને વિધુર કે વિધવા લગ્ન તરીકે ઓળખે છે.

**ભાગેડુ લગ્ન**

જુવાન છોકરો છોકરી જ્યારે પ્રેમમાં પડે છે. ત્યારે તે પોતે આજીવન સાથે રહેવા ઈચ્છતા હોય છે. તેમાં છોકરા કે છોકરીના માબાપ અથવા કુટુંબીજનો કોઈ છોકરા છોકરીની ભલે પસંદગી હોય પણ ઘરના સભ્યોને જો બંન્ને પક્ષે અનુકુળ ન આવતુ હોય તો ઘરના લગ્ન કરવા મંજૂરી ન આપે તેવા સમયે છોકરો છોકરી બન્ને ભાગી જતા હોય છે. જેને ભાગેડુ લગ્ન તરીકે ઓળખવામાં આવે છે.

**બળસાણ**

સામાન્ય રીતે છોકરીની ઉંમર અઢાર વર્ષની અને રજોદર્શન થાય ત્યારે તે પરણાવવા લાયક થઈ એમ માનવામાં આવે છે. અને છોકરીના લગ્ન માટે માતા પિતા મુરતિયો જોવાનું શરૂ કરે છે. છોકરા છોકરી બન્ને તરફથી મળતુ આવે એમ જાણતો હોય તેવો વ્યક્તિ લગ્ન માટેની વાતો બન્ને પક્ષે નાખે છે. તેવા વ્યક્તિને 'માજી' તરીકે ઓળખવામાં આવે છે. એ માજી છોકરા-છોકરીના મા-બાપને પુછે છે. બન્ને પક્ષને યોગ્ય લાગે ત્યારે છોકરીની પસંદગી માટેની તારીખ, વાર નક્કી કરવામાં આવે છે. શુભ સમાચાર સાંભળીને છોકરીપક્ષવાળા ઘરની સાફસફાઈ લીપીને તૈયાર રાખે છે. છોકરાના કુટુંબના એકાદ વડીલ કાકો -મામો અને માજી છોકરા સાથે છોકરીને દેખવા માટે તેના ઘરે આવે છે. ત્યારે તેમને આવકારો આપીને ખાટલા કે સાદડી પર બેસાડવામાં

આવે છે. તેવા સમયે છોકરી લોટામાં પાણી ભરીને મહેમાનોને આપે છે. આ સમયે છોકરીને દેખી લે છે. કન્યાપક્ષના વડીલો પણ છોકરાને દેખીને પસંદગીના મનમાં વિચાર કરી લે છે. ચા પીધા બાદ માજી છોકરા-છોકરીને ખાનગીમાં પુછી તેમના મનની વાત જાણીલે છે. માજી બન્ને પક્ષના સારા-નરસા સમાચાર સાંભળીને સગાઈ માટેની તારીખ નક્કી કરવામાં આવે છે.

### સગાઈ પહેલાની રીત

બન્ને પક્ષના આગેવાનો લગ્ન સંબંધી લેવડ-દેવડ અંગેની ચર્ચા કરે છે. કન્યા પક્ષવાળા વરપક્ષ પાસે દાનમાં અલગ અલગ વસ્તુની માંગણી કરે છે. જેવી કે દાન પેટે પિતાલીસ રૂપિયા, પચીસ તોલા ચાંદી, લૂગડુ-ચોળી, ચણિયો, ગીતારીઓના પાંચ રૂપિયા, ડોવળા વગાડવાવાળાના બે રૂપિયા, જ્યારે જાન આવે તે સમયે ઘરમાલિકના બે રૂપિયા, ગોળધાણાના પાંચ રૂપિયા અને સાસુને દાપા પેટે એક રૂપિયો આપવું પડશે. આ બધી શરતો છોકરા પક્ષને માન્ય હોય તો સગાઈ જોડવામાં આવે છે. આ બધામાંથી કોઈ એકમાં તડજોડ કરવામાં આવે તો તકરાર કે લડાઈ થાય છે. સમાજે નક્કી કરેલું હોય તે આપવું જ પડે છે. ત્યારે ભણેલા ગણેલાનો સવાલ આવતો નથી. આ વાત બન્ને પક્ષને માન્ય હોય તો સગાઈના નીતિનિયમો મજુર કર્યા ગણાય. મંજૂર હોય તો પછી છોકરીને કહે છે કે એક સારો ટોપલો લઈ આવ, છોકરી ટોપલો લઈને તેમના ઘરના નેવ પડે ત્યાં ઉભી રહે છે. છોકરો બધા બેઠેલા હોય ત્યાંથી ઉઠીને છોકરીના હાથમાંથી ટોપલો લેવા પ્રયત્ન કરે છે. તે સમયે છોકરી ટોપલો છોડવામાં થોડી આનાકાની કરે છે. પરંતુ ટોપલો ખૂંચવી લઈને એ ટોપલો બંન્ને પક્ષના વ્યક્તિઓને આપે છે. પછી બંન્ને

પક્ષના  બે-બે પુરૂષો ગામમાં જ્યાં દુકાન હોય ત્યાં જઈને ગોળ-ધાણા અને ખજુર લાવે છે. આ વસ્તુના પૈસા બન્ને પક્ષે અડધા અડધા ભોગવવા પડે છે. વસ્તુ લેવા જનારાઓ વસ્તુઓ ટોપલામાં લઈને આંગણામાં ઊભા રહે છે. આંગણામાં આવતા પહેલા કન્યા પક્ષવાળા ટોપલાને કંકુ-સિંદૂરના ચાંદલા કરીને ધરતી, સૂરજ, ચંદ્ર, તારાને ચારે દિશામાં ચોખાથી વધાવે છે અને ટોપલાવાળા વ્યક્તિને દાપા પેટે ૧ થી ૫ રૂા. આપી ટોપલાને ચાર હાથે પકડીને નીચે ઉતારવામાં આવે છે. ટોપલો નીચે ઉતાર્યા પછી તેમાંથી ગોળ કાઢી કથરોટમાં નાના ટુકડા કરીને મુકે છે. દાતરડુ અને પાણીથી ધરતીની પૂજા કરી ‘છાક’ પાડે છે. આ રીતે ધારા ધોરણો નક્કી કરવામાં આવે છે.

**પીણું પીવું**

સગાઈ પહેલા ધારા ધોરણો નક્કી થયા પછી બંન્ને પક્ષમાંથી ચાર-પાંચ ભાઈ-બહેનો બધાની વચ્ચે આંગણમાં સામ-સામે બેસે છે. તેમને દરેકને ખાખરાનું કે વડનું લીલું પાન આપવામાં આવે છે. તેમાં ગોળનું શરબત આપે છે. શબરત આપી દીધા બાદ બન્ને પક્ષો સામ સામે એકબીજાને પૂછે છે કે અમારી છોકરીને ઘરના કામ જેવા કે દળવું, ખાંડવુ, રસોઈ કેમ બનાવવી તે ફાવશે નહિ, ત્યારે છોકરાવાળા કહે છે કે તેની ચિંતા ના કરશો અમે છોકરીને બધુ શીખવી દઈશુ. ત્યારે છોકરાવાળા કહે છે કે અમારા છોકરાને ખેતીકામ બરાબર આવડતું નથી તો તમને ફાવશે કે નહિં. ત્યારે છોકરી પક્ષના કહે છે કે છોકરો હજુ નાદાન છે અને અમને વિશ્વાસ છે કે તે ધીરે ધીરે શિખી લેશે તે સારી રીતે રળી ખાશે કાંઈ ચિંતા કરવા જેવી નથી. આમ સામ-સામે સંવાદો ચાલે છે. આ

બધી વાત મંજૂર હોય તો બધા એક બીજાના પાનમાં શરબત રેડીને પીણું પીવે છે. અને ના-મંજૂર હોય તો પીણું પીતા નથી. પીણું પીધા બાદ બારણાની આગળ બે પાટલા પૂર્વ-પશ્ચિમ દિશામાં ગોઠવવામાં આવે છે. તેના ઉપર છોકરા છોકરીને ઊભા રાખવા માટે બોલાવવામાં આવે છે. છોકરો પહેલો આવીને ઊભો રહે છે. છોકરીને આવતા વાર લાગે ત્યારે છોકરા પક્ષની બહેનો ગીત ગાવાનું શરૂ કરે છે.

**ગીત**

આમારે ફાયો પાટને ઊભો વાટ હેરે યે.
સાલી રામુ કતરેક દૂર રહેયે.

એ ગીત પુરૂ થાય ન થાય ત્યાં જો પેલી છોકરી આવીને પાટલા ઉપર ઊભી રહે તો તેમની સહેલીઓ સાથે તેઓ બન્ને પક્ષની ગીતારીઓ ગીત શરૂ કરે છે.

જોળામાં જોળ જોજે આપે બેના
જોળામાં જોળ જોજો આપે ફાયા ..જોળા
લલ્લુઊંચો પયળો આપે બેના
રામુ નીચી પળી આવે ફાયા..જોળામાં જોળ ...

છોકરા-છોકરી એકબીજાને ચાંદલો કરીને ફૂલ હાર પહેરાવે છે. ત્યારે બન્ને પક્ષની બહેનો જોર જોરથી ગાય છે.

ઊંચો રા ઊંચો ફાયો કેલ્યે પાતરે
બાકીએ બાકી રામુ ખટો રપીને વદીની વદીની
ઊંચી યે ઊંચી રામુ કેલ્યે પાતરે વદીની
બાઠોરા બાઠો લલ્લુ ખટો રોપીન વદીનો

આમ સામ સામે ગીત ગવાય છે. વિધિ ચાલુ હોય ત્યારે પ્રસંગોપાત ગીત ગવાતા હોય છે. એકબીજાને ચાંદલા થઈ ગયા બાદ સામ સામે ગોળ ખવડાવે છે. અને કન્યાને અર્ધાંગિની તરીકે જે સ્વીકૃતિ મળે તેનો આનંદ થાય છે. આપણે આખા સંસાર જીવનમાં રહીશું ને સમાજ કુટુંબમાં આપણે મધુરતા રાખીશુ એવો સંકલ્પ કરે છે. પછી છોકરી ઘરમાં જાય છે. તે સમયે મિક્ષ કરેલ ગોળધાણા મોટા કથરોટમાં લઈને બધાને મીઠું મોઢું કરાવવામાં આવે છે. ગોળ-લઈ ખાતાં-ખાતાં બધાં પોતપોતાનાં ઘરે જવા છુટા પડે છે. ત્યારે છોકરીની મા ઘરના ઓટલાએ ખોળો ધરીને બેસે છે. છોકરો (જમાઈ) સાસુજી પાસે આવે છે ને ધરેલા ખોળામાં ૧ રૂપિયો મૂકી ને રજા લે છે. સાસુજી મનોમન કહે છે કે સારી રીતે જજો અને આવજો સંસારમાં સુખરૂપ જીવન નિભાવજો એના મનોમન અતઃકરણ રૂપે કહે છે જુઆર...છોકરાવાળા ઘરે જાય છે આ વિધિને છોકરીનું કે છોકરાનું પીણું પીધું અથવા સગાઈ થઈ કે અર્ધા લગ્ન થઈ ગયા ગણાય છે.

**ઘર જોણી**

પીણું પીધાના થોડા સમય પછી માજી દ્વારા બન્ને પક્ષોને મળીને ઘર જોણી માટેનો દિવસ નક્કી કરવામાં

આવે છે. જે દિવસ ખાસ કરીને એ વિસ્તારમાં ભરાતા હાટને ધ્યાનમાં રાખી ને નક્કી કરવામાં આવે છે. જેવા કે કરચેલીયાના હટવાડા, માણિબીના હટવાડા, વલવાજા હટવાડા કે બુહારીના હટવાડાના દિવસે. આમ દર અઠવાડિયે ભરાતા હટવાડાને ધ્યાન રાખતા. છોકરી પક્ષવાળા નક્કી કરેલ દિવસે છોકરાનું ઘર જોવા જાય છે. છોકરી સાસરે જવાની હોવાથી સાસરીનું ઘર અને ઘરના માણસોનો સ્વભાવ કેવો છે તે જોવા જાણવા માટે કન્યાપક્ષના આગેવાનો કુટુંબીજનો છોકરાના ઘરે જાય છે. ત્યાં ઘર અને મિલક્ત જુએ છે, ભોજન જમે છે. જેને ઘર જોણી તરીકે ઓળખવામાં આવે છે. હાલમાં આ ઘરજોણી પ્રથા ખૂબ ઓછા પ્રમાણમાં જોવા મળે છે.

**રૂપિયા નાખવા**

ઘરજોણી માટે જે રીતે દિવસ નક્કી કરવામાં આવે છે એવી જ રીતે માજી દહેજ આપવા જવા માટે દિવસ નક્કી કરે છે. સામાન્ય રીતે દહેજ આપવા માટે છોક્રા પક્ષવાળા છોકરી પક્ષે જતા હોય છે. લગ્નની તારીખ (ગાંઠ) પડે તે પહેલાં અને ઘર જોવાનું કાર્ય પૂર્ણ થયા પછી રૂપિયા નાખવા (દહેજ) આપવા જવાની વિધિ કરે છે. નક્કી કરેલ દિવસે બપોરના સમયે છોકરા પક્ષવાળા ચાલતા અથવા ગાડા જોડીને રૂપિયા નાખવા આવતા હોય છે. છોકરા પક્ષવાળાને કન્યાના ઘરે આવકારવામાં આવે છે. ચા-દારૂ, પાણી, બેસવાની કે જમવાની વ્યવસ્થા પૂરી કરવામાં આવે છે. જમી પરવારી પછી રૂપિયા નાખવાની વિધિ કરવામાં આવે છે. ખાંડણી ઉપર જ્યાં ડાંગર છડવાનું હોય ત્યાં અથવા બારણાના ઉંબરા ઉપર બંને પક્ષના વડીલ કારભારી પાંચ-પાંચ જણા બેસે

છે. બધાની વચમાં પથ્થરની પાંચશેરી મુકવામાં આવે છે વરપક્ષ તરફથી જે રૂપિયા પોટલીમાં બાંધીને લાવ્યા છે તે છોડે છે અને વરપક્ષનો એક જણ પોટલીમાંથી ચાંદીનો એક રૂપિયો નજીકના ભાઈને આપે છે. તે બીજાને તે ત્રીજાને તે ચોથાને અને છેલ્લે પાંચમાને આપે છે. પાંચમો કન્યાપક્ષના પ્રથમ બેઠેલા વ્યક્તિને આપે છે. આપેલ રૂપિયો સાચો કે ખોટો તે ચકાસણી કરવા માટે પથ્થરની પાંચશેરી ઉપર નાખે છે. એટલે તે ખડિંગ જેમ ચોખ્ખો અવાજ આવે છે એટલે નજીકનો બીજો કન્યા પક્ષવાળો વીણી લે છે તે ત્રીજાને તે ચોથાને અને પાંચમાં ને આપે છે. પાંચમો વ્યક્તિ એ સિક્કાને એક કાંસાની થાળીમાં બરાબર વિધિવત્ ગોઠવે છે. ૪૫ રૂા. આપતા સુધી આમ કરવામાં આવે છે. પહેલાં ૬૫ રૂા.રોકડા આપવાનો રિવાજ હતો. પછી તે ૪૫ રૂા રોકડા નક્કી થયા. પૈસા પુરા અપાઈ ગયા બાદ બધા ઊભા થાય છે. છોકરા તરફથી એક અને છોકરી તરફથી એક આમ બે વ્યક્તિ મળીને આ રૂપિયા ભરેલી થાળી પોતાના બન્ને હાથ વડે પકડીને ઉપાડે છે. અને ઘરમાં રસોડા વિભાગમાં લઈ જાય છે સાથે સૌ ભાઈઓ જાય છે. રસોડામાં શિકું ટાંગેલું હોય તેની અંદર તે થાળી મુકવામાં આવે છે. આમ રૂપિયા નાખવાની વિધિ પૂરી થાય છે. હાલના સમયમાં આ પ્રથા બંધ છે.

**ગાઠણી પાડવી**

લગ્ન માટે છોકરા કે છોકરી તરફથી માજી દ્વારા લગ્ન માટેની તૈયારીની તારીખ પાડવાના પ્રયત્નો શરૂ થઈ જાય છે અને બન્ને પક્ષના આગેવાનો મળે છે બન્નેની અનુકુળતાએ લગ્નની તારીખ પાડવામાં આવે છે. શણની એક

ફૂટની જેટલી બે દોરી બનાવવામાં આવે છે. લગ્ન નક્કી થાય તે માટે એક દિવસની એક ગાંઠ આમ જેટલા દિવસ પછી લગ્ન કરવાના હોય તેટલી ગાંઠ પાડવામાં આવતી હતી. આમ બન્ને દોરીઓમાં ગાંઠ પાડવામાં આવતી. દા.ત. સાત દિવસ પછી આઠમાં દિવસે લગ્ન થશે એમ નક્કી કરવામાં આવે તો દોરીમાં એક દિવસની એક ગાંઠ બીજા દિવસની બીજી ગાંઠ, ત્રીજા, ચોથા, પાંચમાં, છઠ્ઠા, સાતમાં દિવસની સાતમી ગાંઠ અને આઠમી ગાંઠે લગ્ન થશે આમ આંઠ ગાંઠ પાડવામાં આવે છે.

બન્ને પક્ષવાળા સાથે બેસે છે તેમાં બે ભાઈ પાસે દોરી હોય છે. અને એક જણ બોલવા રહે છે એક ગાંઠ, બે ગાંઠ, આમ બોલતા જાય અને દોરીવાળા ગાંઠ દોરીમાં બાંધતા જાય. આમ આંઠ ગાંઠ બાંધવામાં આવે છે. આ ગાંઠ બાંધેલી દોરી એક કન્યા પક્ષવાળા પાસે અને એક વર પક્ષવાળા લઈ જાય છે. અને બન્ને પક્ષ નક્કિ કરે છે કે ઘરે જઈને બારણામાં આ ગાંઠવાળી દોરી ટીંગાડી દેજો અને અહીં અમે પણ દોરી ટીંગાડીએ છીએ. સાથે એવું નક્કી કરે છે કે દરોરજ સવારે સૂરજ નીકળે કે તુરત એક ગાંઠ દોરીમાંથી છોડજો અમે પણ એક ગાંઠ છોડીશું. આમ દરરોજ સૂરજ નિકળતા ગાંઠ છોડતા છોડતા સાત ગાંઠ છુટી જાય અને છેલ્લી ગાંઠ રહે તે દિવસે સૂરજ નિકળતા આઠમાં દિવસે જાન આવશે અને લગ્ન થશે. આ રીતે લગ્નનો દિવસ નક્કી કરવામાં આવતો. કારણ કે પહેલાના સમયમાં તારીખ કે વારની ગણતરી ન હતી. હાલમાં તારીખ, વારના આધારે લગ્ન નક્કી થાય છે.

ચૌધરી સમાજમાં પહેલાં છોકરીને છોકરાને ત્યાં મૂકવા માટે આવતા અને છોકરાના ઘરે લગ્ન કરવામાં આવતા. (માંડવી તાલુકામાં કેટલાય વડીલો આજે જીવતા છે કે જેમને ત્યાં છોકરી લગ્ન કરવા આવેલી) લગ્નમાં

જાન શબ્દ ન હતો. જાન શબ્દની જગ્યાએ મૂકવા જવાનો શબ્દ હતો. સગાવ્હાલાને જાણ કરવી હોય તો અમુક દિવસે મૂકવા આવે છે, એમ કહેતા. તેઓ પગપાળા અથવા ગાડુ જોડીને મૂકવા આવતાં.

### નોતરું

ચોખામાં હળદર, તેલ નાખી ચોખા પીળા કરવામાં આવે છે. જેને નોતરું કહેવામાં આવે છે. લગ્નમાં લાગતા વળગતા સગાંવહાલા, મિત્ર, ગામ કે ફળિયાના લોકોને બોલાવવા માટે આ નોતરું મોકલવામાં આવતું. જયાં જયાં નોતરુ નાખવાનું હોય ત્યાં ત્યાં ઘરના બારણામાં બન્ને ખૂણામાં ઉંબરા ઉપર ચપટી ભરીને નોતરું નાખવામાં આવતું. નોતરું નાખવા માટે સામાન્ય રીતે પુરૂષ જતો હોય છે. તે લગ્ન કયા દિવસે, કોને ત્યાં, કોના દિકરા-દિકરીનું, ક્યું ગામ, કયા ગામે જાન જવાની કે કયા ગામથી જાન આવવાની તે બધી માહિતી તે નોતરું નાખતા નાખતા દરેક ઘરે આપી દે છે. અને એ કહ્યા પછી બીજા ઘરે જાય છે આમ કુટુંબ, સગાવહાલાં કે મિત્ર મંડળને જાણ કરવાની હોય તેને નોતરું આપીને આમંત્રણ આપી દે છે મંડપ કયા દિવસે હળદર કયા દિવસે જાન કયા દિવસે એ બધી ચોખવટ નોતરાના દિવસે કરવામાં આવે છે. હાલમાં નોતરાની જગ્યાએ કંકોત્રી મોકલાવવામાં આવે છે. નોતરાનો ઉપયોગ ખૂબ ઓછો થઈ ગયો છે.

### મંડપ

મંડપ પાડવાનો હોય તે દિવસે મુખ્ય વડીલો, યુવાનો અને બહેનો બધા ભેગા મળે છે. મંડપ તૈયાર કરવા માટે પોત-પોતાના ઘરેથી શક્ય હોય તો લાકડાની થાંભલી, વાંસના ડાંડા, દોરી લાવી મંડપ તૈયાર કરે છે. મંડપ

તૈયાર કરીને તેના ઉપર છાંવણી કરવા માટે જાંબુડાના કે કોઈ ઝાડની લીલી ડાળીઓ લાવવામાં આવે છે. આ ડાળીઓ લેવા માટે જુવાન છોકરાઓ જાય છે અને ગાડામાં ભરીને કાંતો ઊંચકીને ઝાંખરા લાવે છે. મંડપના તોરણે આવે તે પહેલા ગાડુ હોય તો ઊભુ રાખે છે. અને વિધિવત બળદને, ગાડાને, ઝાંખરા લાવનાર વ્યક્તિને, ગાડુ હાંકનારને કંકુ ચોખાના ચાંદલા કરી વધાવવામાં આવે છે. પછી ગાડામાંના ઝાંખરા માંડવા ઉપર નાખવામાં આવે છે. અને આખો માંડવો લીલો છમ તૈયાર થઈ જાય છે. ઝાંખરા પૂરા થયે માંડવા ઉપર ચઢેલા ભાઈઓ દાપુ લેવા માટે ઉતરતા નથી અને થોડી થોડી વારે મંડપ હલાવે છે. ઝાંખરા ખખડાવે છે, હુંકારો કરે છે. વર કે કન્યા દાપાનો પાઈ-પૈસો આપી દે છે એટલે તેઓ રાજી થઈ જાય છે અને માંડવા ઉપરથી નીચે ઉતરે છે. હાલમાં કપડાના મંડપ આવવાથી મંડપની વિધિ નહવિત્ જોવા મળે છે.

**તોરણ**

લગ્ન થાય ત્યારે મંડપની ફરતે આંબાના ઝરડા નાની ડાળખીઓ એક પચહાડા ખજુરીના છટીયાની દોરી વણવામાં આવે છે અને તે ૧૨ કે નવ થાંભલીની ફરતે બંધાય તેટલી લાંબી બનાવવામાં આવે છે. તેમાં એક એક ફૂટના અંતરે દોરીમાં આંબાની ડાળખીઓ પરોવીને બાંધવામાં આવે છે. આમ લાંબી દોરી ભરવામાં આવે છે. એ આંબાનાં પાંદડાનું તોરણ કોઈ એક વ્યક્તિ બનાવીને લાવે છે. તે મંડપના દરવાજામાં ઊભો રહે છે તેને વધાવવા માટે એક બહેન અક્ષાણું (પૂજા-આરતીના સાધનો) લઈને આવે છે અને તોરણ લાવેલા ભાઈની સામે ઊભા

રહીને ચારે દિશાને ચોખા-ફૂલથી વધાવવામાં આવે છે. પછી કંકુ-સિંદૂરના ચાંદલા કરવામાં આવે છે અને દાપુ આપે છે. સાથે દાળ-ચોખા-મીઠુ-મરચું આપવામાં આવે છે.

ચૌધરી સમાજમાં લગ્ન સામાન્ય રીતે બે દિવસનું રાખવામાં આવે છે. છોકરો હોય તો પહેલા દિવસે પીઠી ચોળીને જમણવાર તથા ચાંદલા વિધિ રાખે છે. અને બીજે દિવસે બપોર પછી જાન લઈને જતા હોય છે. જ્યારે છોકરી હોય તો પહેલા દિવસે પીઠી ચોળે અને બીજા દિવસે એટલે કે જાન આવવાના દિવસે જમણવાર, સોયતક અને લગ્ન વિધિ હોય છે.

**પીઠી તૈયાર કરવી**

લગ્નના આગલા દિવસે સાંજે આઠ નવ વાગે ફળિયાના ભાઈ-બહેનો ભેગા થાય છે. પીઠી ચોળવા માટે આખી હળદર લાવવામાં આવે છે. જે હળદર વર કે કન્યાની ભાભી દિવસે લઈ આવે છે. અને સાંજે બધા ભેગા થાય એટલે આખી હળદરને ખાંડણિયામાં ખાંડવાની વિધિ ભાભી કરે છે. આજુબાજુ બેઠેલ બહેનો તે વિધિને અનુરૂપ ગીતો ગાય છે. જેને પીઠી વાટવાની વિધિ કહેવામાં આવે છે. આમ હળદર વાટવાનું પુરૂ થાય એટલે ચા-પાણી કરી બધા છુટા પડે છે.

**પીઠી ચોળવી**

પીઠી ચોળવાના દિવસે સવારમાં ગામ, ફળિયાના સ્ત્રી, પુરૂષો અને બાળકો બધા ભેગા થઈ જાય છે. અને થાંભલી ઉભી કરવાની વિધિ કરે છે. થાંભલી ઊભી કર્યા પછી જે તે ઘરનું ખતરૂ હોય ત્યાં અથવા

દેવલીમાડી, કાળિકામાતા જેવા પોતાના કુળના દેવી દેવતાના સ્થાનકે પીઠી ચોળવા માટે જાય છે. ત્યાં પીઠી ચોળ્યા પછી ઘરે આવીને વર કે કન્યાને પીઠી ચોળવાની વિધિ કરે છે.

**થાંભલી રોપવી(મંડપમુર્હત)**

લગ્ન માટે માંડવો પાડવામાં આવે છે ત્યારે પરાય લાવી ઘરના બારણાની જમણી બાજુએ ઘરના નેવા પડે ત્યાં ખાડો ખોદવામાં આવે છે. એ ખાડો મંડપમૂહુર્તનો ગણાય છે. સાગની અથવા કાકળાની ૧૫ ફૂટ જેટલી લંબાઈવાળી થાંભલીને પૂર્વ-પશ્ચિમે આડી મુકવામાં આવે છે. થાંભલીને કોઈએ ઓળંગવી નહીં, એ પરંપરાથી ચાલી આવેલ નિયમ છે. પછી પવિત્રતાની વિધિ કરવામાં આવે છે. વિધિ કરવા માટે એક સ્ત્રી કુવાનું કે નદીનું ચોખ્ખુ પીવાલાયક પાણી માંજેલા ઘડામાં કે તાંબડીમાં લાવે છે. ખાડાની નજીક આવી લાવેલ પાણીનો પાંચ વખત છંટકાવ કરીને આખી થાંભલીને નવડાવે છે. પછી તેલ હળદર મિશ્ર કરેલું લાવીને બન્ને હાથવડે થાંભલીને થોડે થોડે અંતરે પાંચ ભાગમાં ચોપડે છે. ત્યાર પછી સિંદૂર અથવા કંકુમાં તેલ નાખી જેમ હળદર ચોપડી તેમ થાંભલીની ખાલી જગ્યા ઉપર કંકુ-સિંદૂરના લેપ કરવામાં આવે છે. પછી આંબાના પાનના બનાવેલ તોરણ થાંભલીને બાંધવામાં આવે છે. ખોદેલ ખાડામાં કંકુ, હળદરના ચાંદલા કરી દરોઈ, ફૂલપાતરી અને પાઈ-પૈસા-રૂપિયો નાખવામાં આવે છે. અને ચારે દિશાઓ, સૂર્ય, ચંદ્ર, તારાને વધાવવામાં આવે છે. હવે ખાડામાં મુર્હતની થાંભલી નાખવા માટે જેની ઉંમર ૧૨ વર્ષથી નાની હોય એવા બે છોકરા બે છોકરીને બોલાવવામાં આવે છે. તેઓ થાંભલી ઊંચકીને ઊભી કરે છે સાથે વડીલો પણ ઊંચકવા સાથ

સહકાર આપે છે. થાંભલી ઊભી કરી દરમાં માટી પુરવામાં આવે છે. સાથે કાકડાના એક-બે પાંદડાવાળા ઝરડા પણ રોપવામાં આવે છે. એ સમયે ગીત ગાનારી બહેનો મંડપના ગીતો ગાય છે.

**ગીત**

બાર બેલીઓ માંડપ રોપ ફાઈ રે વેવારીયો
એક થાંભલી બીજી નાખ તીયાર માંડવો ખાસો હોય
ફાય રે વેવારીયો
એક છડ કાકળાય હોય તીયાર માંડવો ખાસો હોય
ફાય રે વેવારીયો
એક તોરણ બીજી બાંદ તીયાર માંડવો ખાસો હોય
બનેરે વેવારીયો

**ગ્રહશાંતિ**

ગ્રહશાંતિની વિધિ વરરાજા હોય તો પીઠી ચોળ્યા પછી એટલે કે બપોર પછી ત્રણેક વાગ્યાના સમયે થતી હોય છે. આ વિધિ બ્રાહ્મણ કરાવતો હોય છે. જેમાં માતા-પિતા અથવા ભાઈભાભી અને વર બેસતા હોય છે. ગ્રહશાંતિ(શોયતક)ની વિધિ સમાજમાં હાલમાં થોડાક વર્ષોથી અસ્તિત્વમાં આવી છે. તે પણ જેની આર્થિક

પરિસ્થિતિ સારી હોય એવા ઘરોમાં આ વિધિ થતી જોવા મળે છે. જેની આર્થિક પરિસ્થિતિ સારી ન હોય એવા ઘરોમાં આ વિધિ હાલમાં પણ થતી નથી. આ વિધિમાં ગામ, ફળિયા અને સગા સંબધીઓ બધા બેસીને મંડપની શોભા વધારતા હોય છે. કન્યા પક્ષે ગ્રહશાંતીની વિધિ લગ્નના બીજા દિવસે એટલે કે જાન આવવાના દિવસે બપોરે કરતા હોય છે.

**જમણવાર/ભોજન**

ગ્રહશાંતિ પુરી થાય પછી જમવાનું શરૂ કરવામાં આવે છે. જમણવાર સાંજે ૫,૬ વાગે શરૂ કરે છે અને રાત્રે ૯થી ૧૦ વાગ્યે પૂરો થતો હોય છે. જમણવાર દરેક લગ્નમાં ફરજીયાત થતો હોય છે. તેમાં જેટલા લોકોને આમંત્રિત કર્યા હોય ને બધા લોકો એ સમયે મોટે ભાગે આવી ગયેલા હોય છે. અને જમણવારનો લાભ લેતા હોય છે. ભોજનમાં મુખ્યત્વે દાળ,ભાત, શાક અને લાપસી બનાવવામાં આવે છે. જેની આર્થિક પરિસ્થિતિ વધારે સારી હોય એવા ઘરે સારી મિઠાઈ કે સારી વાનગીઓ પણ બનાવતા હોય છે.

**ચાંદલા વિધિ**

પીઠી ચોળવાની વિધિ પુરી થાય પછીથી ચાંદલો લખવાનું શરૂ થઈ જતુ હોય છે. સગાવ્હાલા, ગામ, ફળિયાના આમંત્રિત મહેમાનો જેતે ઘરમાલિકના વહેવાર પ્રમાણે અને પોતાની પરિસ્થિતિને આધીન રોકડ રૂપિયા ૧૦,૨૦,૫૦.૧૦૦ આમ લખાવતા હોય છે. જે પૈસા લખવાનું કામ એક વ્યક્તિ કરતો હોય છે. લગ્ન સમયે થતા ખર્ચને પહોંચી વળવામાં ઘરમાલિકને આ રકમ મદદરૂપ થાય. તે હેતુથી ચાંદલાવિધિ કરવામાં આવે

છે.

**જાન**

લગ્નના બીજા દિવસે બપોરે એક થી બે વાગ્યાના સમયે જાન નિકળતી હોય છે. વરને નવા કપડા પહેરાવી સુસજ્જ કરે છે. સાથે સગાંવહાલા, ગામ કે ફળિયાના સ્ત્રી, પુરૂષો અને બાળકો જાનમાં જવા માટે નાચતા કૂદતા જતા હોય છે. જે ઘરનો વહેવાર વધારે પ્રમાણમાં હોય એટલે કે સગા સંબંધીઓ પણ વધારે હોય તો જાનમાં જનારાની સંખ્યા ખુબ વધી જતી. બધા પોત પોતાના ઘરેથી બળદગાડા લઈને આવતા. અને ઘણાં બધા બળદગાળા લઈને જાનમાં જતાં. એવો એક દાખલો વાલોડ તાલુકાના અલગટ ગામનો છે. ત્યાંના મનોજભાઈ અમરસીંગભાઈ ચૌધરીએ જણાવ્યું હતું કે મારા ભાઈની જાનમાં ૯૩(ત્રાણું) બળદગાડા લઈને ગયા હતા. અને તે કોઈ પણ પ્રકારના ભાડા ભથ્થા વગર. એટલો બધો વહેવાર આ સમાજમાં હતો. અને કન્યાને પણ ગાડામાં બેસાડીનેજ લાવતા હાલમાં વાહન વ્યવહારની સુવિધા થવાથી જાનમાં વાહનો લઈને જતા હોય છે.

**જાનને ઉતારો આપવો**

જાન કન્યાના ઘરે પહોંચે ત્યારે કન્યાનો ભાઈ વરને લેવા માટે જાય છે. અને મંડપમાં કોઈ એક જગ્યાએ જાનને ઉતારો આપવાનું નક્કી કરેલું હોય ત્યાં લઈ જાય છે. અને જાનને બેસાડવામાં આવે છે. પછી કુંવારી છોકરીઓ જાનૈયાઓને પાણી પાવા માટે જાય છે. જાનૈયાઓને ઉતારો આપેલો હોય ત્યાંજ બેસવાનું હોય છે.

મંડપમાં અન્ય જગ્યાએ તે ફરી શકતા નથી.

**કલવો ખવડાવવો**

કન્યાની મા થાળીમાં ગોળ અને પાણી લઈને વરરાજાને મોં મીઠુ કરાવવા આવે છે. જેને કલવાની વિધિ તરીકે ઓળખવામાં આવે છે.

**કપડા ચઢાવવું**

કલવો ખવડાવાની વિધિ પૂરી થયા પછી વરપક્ષવાળા અગાઉથી નક્કી કરેલ કપડા અને ઘરેણાં લાવ્યા હોય તે કન્યાને ચઢાવવા માટે જાય છે. પહેલાના સમયમાં વરપક્ષવાળા જ આ ઘરેણા અને કપડા પહેરાવતા હતા. હાલમાં કન્યાપક્ષવાળી બહેનો ને તે આપે એટલે તે પહેરાવી દેતા હોય છે. અને કન્યાને તૈયાર કરી દે છે.

**વર પોંખવાની વિધિ**

કન્યાને કપડા પહેરાવીને તૈયાર કરી દીધા પછી વરને મંડપના મુખ્ય દરવાજા આગળ તોરણ બાંધેલું હોય ત્યાં લાવવામાં આવે છે. સામેથી કન્યાની મા વધામણું લઈને વરને વધાવવા (પોંખવા) માટે આવે છે. પછી વર મંડપમાં પ્રવેશ કરી ચૉરીમાં બેસે છે. અને કન્યાને ઘરમાંથી ચૉરીમાં લાવે છે.

**પરણાવવાની વિધિ**

વર કન્યાને ચૉરીએ બેસાડ્યા પછી ગામમાં નિશ્ચિત કરેલ જે ભગત હોય તે અથવા તો લગ્ન વિધિની રીતની જાણકાર વ્યક્તિ પરણાવવાની વિધિ કરે છે. સૌથી પહેલા વર કન્યાને વધામણાથી વધાવવામાં આવે છે. વધાવ્યા બાદ સામાજિક રીતરિવાજ મુજબ વિધિ કરાવે છે. પછી વરની બહેન વર કન્યાના છેડા ગાંઠે છે. ચૉરીમાં વચ્ચે દીવો સળગાવી તેની ફરતે સાતમંગળ ફેરા ફેરવે છે. હાલમાં કેટલાક કુટુંબોમાં પરણાવવાની વિધિ બ્રાહ્મણ કરાવે છે.

**કન્યાદાન**

આમ પરણાવવાની વિધિ પૂરી થાય પછી કન્યાને માટે લાવેલ વાસણો આપવામાં આવે છે. વાસણોમાં સૌથી પહેલાં તાંબા કે પિત્તળનું બેડું કન્યાના માતાપિતા આપતા હોય છે. ત્યારબાદ બીજા બધાં વાસણો પોતાની શક્તિ પ્રમાણેના આપવામાં આવે છે.

**ગાંઠ છોડવી**

વાસણ આપવાની વિધિ પૂરી થાય એટલે વરને અને કન્યાને જ્યાં જાનનો પડાવ આપ્યો હોય ત્યાં લઈ જવામાં આવે છે. ત્યાં વરનો ભાઈ વર કન્યાને ગાંઠેલ છેડા છોડે છે.

**વરકન્યાને જમાડવું**

ગાંઠ છોડયા પછી વર કન્યાને જમાડવા માટે લઈ જવામાં આવે છે. સાથે બંન્ને પક્ષના માતા-પિતાને પણ

જમાડવા લઈ જાય છે. સામાન્ય રીતે લગ્નના દિવસે બંન્ને પક્ષના માતાપિતા ઉપવાસ રાખેલો હોય છે. એટલે વરકન્યા અને બન્ને પક્ષના માતાપિતાને સાથે બેસાડીને જમાડવામાં આવે છે.

**વિદાય**

જમ્યા બાદ સાંજે લગભગ છ, સાત વાગ્યે જાનને વળાવવામાં આવે છે. કન્યાને વિદાય આપતા પહેલાં કન્યાના માતા-પિતા ઘરના વડીલોને કન્યા ભેટે છે. આ સમયે કન્યા ખૂબ રડતી હોય છે. અને પછી કન્યાને વિદાય આપવામાં આવે છે.

**મરણવિધિ**

ગુજરાતની તમામ આદિવાસી જાતિઓમાં પોતાના ઘર સંસાર કે સામાજિક રીતી રીવાજમાં જીવન વિતાવી જીવન વ્યવહાર સંકેલતી વખતેની ક્રિયાઓને ઉલ્લેખ કરવાની ખાસ જરૂર છે. રાજાપ્રજામાં થતી મરણ બાદની ક્રિયાઓમાં પ્રાચીન પ્રથાઓની ઝાંખી રેખાઓના દર્શન થાય છે. આદિવાસી જાતિઓમાં દાટવા અને બાળવાનો રીવાજ છે. દુબળા જાતિમાં બાળવાનો રીવાજ નથી. તે મુજબ ભીલ તથા વસાવા તેમજ ચૌધરી સમાજમાં ચેપી રોગથી માણસ મરણ પામે તેને બાળતા નથી પણ દાટે છે. ચેપી રોગથી મરણ પામેલા (પ્લેગ જેવા રોગ)ને દાટવામાં આવે છે. અને એક જ ગામના કે ફળીયાના સભ્યો એક સાથે બે મૃત્યુ પામ્યા હોય તો એક જ ખાડો ખોદીને બન્નેને ઉપર નીચે મુકીને દાટવાના પ્રસંગો પણ બનેલા છે.

નાનું બાળક અનાજખાતું ન હોય ને મૃત્યુ પામે તો તેવા બાળકને દાટવામાં આવે છે. ગર્ભવતી સ્ત્રી મરણ પામે ત્યારે  બાળકની અલગ ચિતા કરવામાં આવે છે. એની વિધિ પણ કરવામાં આવે છે. ગર્ભમાના બાળક માટે જે (ડાધું) કારભારીઓ હોય તે અલગ દર્ભ લાવે છે ને બાળકનું નાનું પૂતળુ બનાવી નાની હેલ બનાવીને તેના ઉપર આ પૂતળારૂપી બાળકને મુકી બાળવામાં આવે છે. જેનું મરણ અકસ્માત દ્વારા થયેલું હોય તેને બાળવામાં આવે છે પણ ખતરું(પજરો)ગોઠવતા નથી. તેની જગ્યાએ ખૂંટો ઠોકવામાં આવે છે સુવાવડમાં જો કોઈ બાઈ મરણ પામે તો તેને પણ ખૂંટોજ ઠોકવામાં આવે છે ખતરું (પથરો) ગોઠવતા નથી.

કોઈ ઉંમર લાયક કે બીમાર વ્યક્તિનું મૃત્યુ નજીક આવ્યુ હોય છેલ્લા શ્વાસ ચાલતા હોય અને લાગે કે હવે એ મરણની છેલ્લી પથારી કે ઘડી એ છે તો તેને ખાટલા ઉપરથી નીચે ખાંડણીયા ઉપર સાદડી પાથરી તેના ઉપર ઉતારી મુકે છે. ખાટલામાં મરણ થવા દેતા નથી. જો ખાટલામાં મરણ થાય તો તે ખાટલો વિસામા સુધી ઘરની બહાર કાઢી મુકવામાં આવે છે. તેને ઘરના ઉપયોગમાં લેતા નથી. અચાનક  જો કોઈનું શરીર ઠંડું પડી જાય, કોઈને હૃદય રોગનો હુમલો થયો હોય, દુઃખ સખત ઉપડેલું હોય, કોઈ વ્યક્તિ બેભાન અવસ્થામાં જણાય, મરણની છેલ્લી ઘડી જણાતી હોય તેવાને ખાટલા ઉપરથી ઉતારીને નીચે ખાંડણિયા પર સાદડી પાથરી ઊંઘાડવામાં આવે છે. ખાટલાને પવિત્ર માને છે. પ્રસૂતાબેનને પણ પ્રસૂતિ સમયે ખાટલા ઉપરથી નીચે ઉતારીને જ પ્રસૂતિ કરાવવામાં આવે છે. સસરાના ખાટલાં ઉપર વહુ કોઈ દિવસ બેસતી નથી જો ખાટલો વહુનો હોય તેના ઉપર સસરો કોઈ દિવસ બેસતો નથી. અને જો ભૂલથી કે અજાણતામાં બેસાઈ જાય તો ખાટલાની પાછળના તમામ દોરડાઓ કાપી નાખવામાં આવે છે અને ખાટલો ગરમ પાણીથી

ધોવામાં આવે છે. આમ ખાટલાની પવિત્રતા જાળવવામાં આવે છે.

**મરણના ખબર**

મૃત્યુ થતા ઘરની આજુબાજુના વ્યક્તિઓ તરત ભેગા થઈ જાય છે. અને ગામમાંથી નગારું લાવીને મૃત્યુનો ચાળો વગાડવામાં આવે છે. નગારુ મોટે ભાગે નળધરા વિભાગના ચૌધરીઓ જ ઉપયોગ કરે છે. બીજા વિભાગમાં તુર-થાળીવાદ્યનો ઉપયોગ કરે છે. તેથી ફળિયા કે ગામમાં ખબર પડી જાય છે કે ગામમાં કોઈનું મૃત્યુ થયું છે. મૃત્યુના સમાચાર મળતા ફળિયાના લોકો સૌથી પહેલા ભેગા થઈ જાય છે. અને સગા સંબધી, કુટુંબીજનો કે મિત્રમંડળને વહેલી તકે ખબર આપવા ગામ પરગામ જવા માટે જુવાન કે અનુભવી સશક્ત તંદુરસ્ત માણસોને જે કોઈ પણ સંજોગોમાં પહોંચી વળીને ખબર જરૂર પહોચાડશે તેવા વ્યક્તિને આટલી જગ્યાએ તારે જવાનું આમ નક્કી કરવામાં આવે છે. જેમ બને તેમ જલ્દીથી જલ્દી માઠા સમાચાર પહોંચાડવામાં આવે છે કોઈ પણ બાકી ન રહી જાય તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. જઈને આવ્યા પછી કોણ મળ્યું કોણ ના મળ્યુ તે સંદર્ભે બધાને જાણ કરવામાં આવે છે.

ફળિયું તેમજ ગામના લોકો વહેલામાં વહેલી તકે મરણના ઘરે પહોંચી જાય છે. મરણના ખર્ચને પહોંચી વળવા ગામ, ફળિયું કે સગાસબંધી મળીને ખર્ચ માટે મદદગાર થવા આયોજન કરે છે. જેથી ઘર માલિકને સહારો મળે અને શોકમાં ભાગીદારી થાય છે. દાટવા કે બાળવાના એ બધાને ખબર થઈ જાય છે. બાળવાના હોય એટલે ફળિયું કે ગામમાંથી બધા પોતપોતાના ઘરથી કુહાડી, કુહાડો, ધારિયુ, લઈને

આવે છે. અગ્નિ સંસ્કાર માટે લાકડાની જરૂર મુજબ સૂકા લાકડા હોય તો તે, નહિતર લીલા ઝાડના લાકડા પાડવા મંડી પડે છે. અગ્નિસંસ્કાર માટે એક માણસને એક કે બે ગાડા ભરીને લાકડા જોઈતા હોય તે પ્રમાણે કાપે છે અને બળદગાડામાં ભરીને સ્મશાને લઈ જાય છે. આ પ્રસંગે શિયાળો, ઉનાળો કે ચોમાસુ  ગમે તેવી પરિસ્થિતિમાં લોકો મદદ કરે છે. આમ માનવીપણું કોઈ ભૂલતા નથી.

**ઠાઠડી બનાવવી**

ઠાઠડી બનાવવી એટલે કારીગરનું કામ બે મોટા સારા વાંસ જે ૧૦ થી ૧૨ ફૂટની લંબાઈવાળા કાપવા પડે, વાંસની ત્રણેક ફૂટ લાંબી કાંમડીઓ લેવામાં આવે અને મૃતકના આંગણામાં બારણાની સામે જમીન ઉપર મુકવામાં આવે. બે વચ્ચેનું અંતર એક ફૂટ કે બે ફૂટનું રાખવામાં આવે છે અને તે વાંસ ઉપર વાંસની કામડીઓ ગોઠવવામાં આવે છે જેનું અંતર એકબીજા વચ્ચે ૧ઈંચ જેટલું હોઈ શકે અને એ કામડાને વાંસની સાથે કાથા દોરી અથવા પચહાડા (ઘાસપૂળીની દોરી)થી કામડી બન્ને વાંસ જોડે બાંધવામાં આવે છે. જે ૭ ફૂટની લંબાઈમાં રાખવામાં આવે છે કે જેથી મૃતકના શરીર અંગ આગળ પાછળ ઠાઠડીની બહાર રહી ન જાય. ઠાઠડીમાં પણ સન્માન અને વિવેક રાખવામાં આવે છે. મજબૂત વાંસને કામડી બાંધે જેથી મડદાનું શરીર પડી ન જાય એ ધ્યાનમાં રાખીને કારીગર બનાવે છે ઠાઠડીને ઉંચકવા આગળ બે પાછળ બે માણસો જોઈએ તે માટે બે બે ખૂલા રાખે છે.

**પચહાડા**

દર્ભના ડાંડા પાંદડા એક-બે મૂઠ્ઠીભર અને વિરણું નદી કોતરની બાજુમાં ઉગતું ઘાસનો એક પૂળો અને ડાંગરની ભાતની પૂળી ત્રણ ચાર લાવવી. જો ઘાસ સુકૂં હોય તેને પાણીથી પલાળી (ભીંજવી)દેવું અને પછી તે ઠાઠડી બનાવતા હોય તે જગ્યાએ દોરી બનાવવાવાળા બેઠેલા હોય તેમને લાવી આપવામાં આવે છે. આમ જરૂર પડતી દોરી બનાવી લે છે.

**મૃત શરીરની ઘરમા થતી વિધિ**

સગાવ્હાલા મિત્રમંડળ આવી પહોચ્યા બાદ શબને નવડાવવા માટે પાણી ગરમ કરેલું હોય તે એક મોટી ડોલમાં કે તપેલીમાં કાઢવામાં આવે છે. સામાન્ય રીતે ચૌધરી કોમમાં ઘરની અનુકુળતાએ ઢોર બાંધવાની કોઢ હોય ત્યાંજ પાટલો ગોઠવીને મડદાને નવડાવાનું રાખે છે. પહેલાં દાતણ કુટીને મોઢા સાથે દાંતણ કરાવે છે દાંતણ ચીરીને ઊલ કઢાવે છે મોઢુ ધોવાડે અને બીજા પકડી રાખે છે મડદાને નવડાવવા માટે દહી અને હળદર ભેગુ કરેલું હોય છે. જે મડદાના માથા ઉપર બધું જ રેડી દેવામાં આવે છે અને તેનાથી માથુ ચોળીન ધોવામાં આવે છે. આખા શરીરે પણ ચોપડી દેવામાં આવે છે. મડદાને બેનો ગરમ પાણીથી નવડાવી દે છે. પછી આખુ શરીર બરાબર રીતે ચોખ્ખુ કરી દેવામાં આવે છે. પહેરેલા કપડા બદલાવી નાખવામાં આવે છે અને આંરડામાં ખુરશી ગોઠવેલી હોય ત્યાં બેસાડવામાં આવે છે. મોઢુ પૂર્વ તરફ રાખવામાં આવે છે. નવા કે ધોયેલા કપડાં પુરૂષ હોય તો તેને ધોતી, કફની (ડગલો) અને ટોપી (ફેટો) પહેરાવે છે. ગળામાં નાનું મોટુ ઘરેણું પહેરાવે છે. વીંટી હોય તો તે પણ

પહેરાવે છે. હળદર પાણીમાં ભેગીકરેલી હોય તે કપાળે મોઢે હાથે પગે કપડાં સાથે ચોપડે છે અને તૈયાર કરે છે. ખભા ઉપર નવો કે ધોયેલો ટુવાલ નાખવામાં આવે છે. માથે કંકુના ચાંદલા અને આંખે આંજણ કરવામાં આવે છે. હાથે-પગે કંકુના ચાંદલા કરવામાં આવે છે. હાથે,પગે ચોખા ચોંડે છે. માથે કોપરેલ ચોપડી સરસ ઓળાવી દે છે. અને વરરજાની જેમ તૈયાર કરે છે. ફૂલ હાર પહેરાવી પુરૂષ માટે સફેદ કફન અને સ્ત્રી માટે રાહ્યુ લુગડું અથવા લાલ રંગનું કફન મંગાવે છે. કફન ઓઢાડતા પહેલાં કુટુંબીજનો દહીં -ભાત મૃતકને ખવડાવે છે. બંન્ને હાથ વડે થાળીમાથી દહીં-ભાત લઈ મૃતકને મોઢાએ અડાડે છે અને બાજુની થાળીમાં કે પાતરામાં મુકે છે. આમ જેટલી બહેનો છે તે અને ખાસ કરીને કુટુંબીજનો મૃતકને ખવડાવે છે અને હાથ ધુએ છે. આ ભોજન જમાડવાની વિધિ પુરી થાય એટલે કફન શરીરે ઓઢાડવામાં આવે છે અને તુરત જ બે ભાઈઓ પગ તરફ, અને બે ભાઈઓ માથા તરફ પકડીને ઉંચકે સાથે ભાઈ-બહેનો પણ મદદ કરે છે. એ સમયે રોક્કળ, સતત કર્યા કરે છે. જ્યારથી મૃતક મરણ પામેલ છે ત્યારથી જ રોકકળનું કામ સતત ચાલ્યા જ કરે છે.) આમ રોકકળ કરતા કરતા બારણામાંથી શબને લઈને નિકળે છે.

**ઘરમાંથી મડદુ બહાર કાઢ્યા પછીની વિધિ**

જ્યારે મડદાને ઠાઠડી ઉપર મુકવામાં આવે છે. તે પહેલા ઠાઠડી ઉપર ડાંગરની પુળીને છોડીને એક સરસ મજાની પથારી પાંથરવામાં આવે છે. તેના ઉપર પાતળુ કાપડ (ધોતી,લૂગડુ) પાંથરવામાં આવે છે. ચાર નાળિયેર ઠાઠડીના ચાર ખૂણે વાંસની કામડી સાથે બાંધવામાં આવે છે કોઈ વખત ચાર કોપરા પણ બાંધી દે છે.

આગળ પગ અને માથુ પાછળ રાખીને બારણે ઠાઠડી મુકેલી હોય તેની ઉપર શબને સુવાડે છે. તુરત જ ઠાઠડી સાથે પસહાળા દોરી એક ખૂણેથી બીજે ખૂણે મડદા ઉપર થઈને બાંધવામાં આવે છે. દોરી બાંધવાની રીત એ છે કે તેને ગાંઠવાળવામાં આવતી નથી પણ છૂટે નહિં તે રીતે ખોસવામાં આવે છે. બધા કુટુંબીજનો બહેનો મૃતક ઉપર આડા પડી જાય છે. તેઓને ઠાઠડીથી અલગ કરે છે. ઠાઠડી ઊંચકવામાં પ્રથમ ચાર પુરૂષ ખાંધ મારે છે તેમને માથા ઉપર અબીલ ગુલાલ નાખવામાં આવે છે. પછી બધા લોકો ઉપર નાખે છે. ઠાઠડી ઊંચકવાવાળા ઠાઠડી પોતાના ખભા ઉપર મુકી દે છે અને સ્મશાન તરફ આગળ ચાલવા લાગે છે. ઠાઠડીવાળા ધીરે ધીરે આગળ ચાલે છે. સાથે કુટુંબીજનો સગાંવહાલાં જેમને શક્ય હોય એટલા ઠાઠડી પકડીને ચાલે છે. એ સમયે બહેનો ભાઈઓ સતત રોક્કળ કરે છે અને મૃતકથી આવી પડનારી આફતો વર્ણવતા જાય છે પોતાનો સહારો ચાલ્યો ગયો તેમ બધાને અફસોસ થાય છે અને બધા ગમગીમ રીતે આગળ ચાલે છે. નગારું વાગે છે, બોલો ભાઈ રામના પોકારો પડતા જાય છે, ગામ કે ફળિયાના ભાગોળે વિસામાની જગ્યા નક્કી કરેલી ત્યાં રસ્તાની બાજુમાં ઠાઠડીને ઉતારી તરત ઉઠાવી લે છે. ઘરથી વિસામાં સુધી ઠાઠડી ઉંચકનાર મડદાના પગ આગળ રહે તે રીતે ઉચકીને ચાલતા હતા. પણ વિસામાંથી માથાનો ભાગ આગળ રહે તે રીતે ઠાઠડીને ઉંચકી લઈને ચાલવામાં આવે છે. એટલે ઠાઠડીને વિસામાંથી ફેરવી દેવામાં આવે છે.

**હાંડી**

મૃતકના ઘરેથી ઠાઠડીની આગળ હાંડી કાઢવામાં આવે છે. હાંડી કુંભારને ત્યાંથી કોરી, નવી, કાળી હાંડી પાટડી (એક શેર ચોખા રંધાયા તેવડી) લાવવામાં આવે છે. તેને દોરી વડે સરસ રીતે મોંઢિયાને (ગળાને) બાંધવામાં આવે છે. એમાં થાપેલા ગાયના છાણા ટુકડા પાડીને ભરવામાં આવે છે. તેમાં સળતો એક છાંણાનો ટૂકડો મૂકવામાં આવે છે જેથી તે સ્મશાન સુધી સળગતો રહે અને બીજા છાણાના ટુકડાને પણ સળગાવે. જયારથી મૃતકને ઠાઠડીમાં મુકવામાં આવે ત્યાર પહેલા તેને સળગાવવામાં આવે છે. એ હાંડીમાંથી ધુમાડો નિકળતો રહે છે.

**હાંડી કાઢે કોણ**

ચૌધરી જ્ઞાતિમાં હાંડી કાઢવા માટે પરંપરા મુજબ જો પોતાનું બાળક ગુજરી જાય ત્યારે તેનો પિતા હાંડી કાઢે છે. પત્ની ગુજરી જાય ત્યારે પતિ હાંડી કાઢે છે. પિતા ગુજરી જાય તો દિકરો હાંડી કાઢે છે. જો એને દિકરો નાનો હોય તો તેનો પિતા હાંડી કાઢે છે જેનું કોઈ ન હોય તો તેના મોટાભાઈ કે નાનાભાઈ હાંડી કાઢે છે. જેને દિકરીઓ જ હોય અને દિકરા ના હોય તો તેનો મોટાભાઈ કે નાનાભાઈ હાંડી કાઢે છે. તેનું કોઈ નજીકનું સગુ ના હોય તો ગામ કે ફળિયાના સગા સબંધીઓમાંથી કોઈ પણ વ્યક્તિ હાંડી કાઢી શકે છે.

**હાંડીવાળેન**

જે કોઈ હાંડી કાઢવા માટે નક્કી થયેલ હોય તેને ચોખ્ખુ, ધોયેલું એવી ધોતિયું લઈ માથુ ઢાંકી ને છાતી

સાથે કમર સુધી બાંધવામાં આવે છે. જેમાં શેર ડાંગર સમાય તેવો ખોળો બનાવવામાં આવે છે અને તેમાં શેર ઉપર ડાંગર (ભાત) ભરવામાં આવે છે. એની સાથે છૂટા પૈસાન પરચૂરણ નાખવા માટે આપે છે. જ્યારે સ્મશાન યાત્રા નીકળે ત્યારે ઠાઠડી (મડદાની)આગળ હાંડીવાળો ચાલે છે તેના ખભા ઉપર નાની એક કુહાડી રાખી એક હાથે કમરે બાંધેલા ખોળામાં રાખેલ ડાંગર-પૈસા રસ્તાની બાજુએ ચાલતા ચાલતા ઢગલી રૂપે થોડા થોડા અંતરે મૂકતા જાય છે. જે વિસામાથી શરૂ કરીને સ્મશાને પહોંચે ત્યાં સુધી નાખે છે છેલ્લે ઠાઠડી મડદા જોડે હેલની ફરતે ચારથી પાંચ આંટા ફેરા ફરી દક્ષિણ તરફમાથુ રાખી હેલ ઉપર મડદાને મૂકી દેવામાં આવે છે અને હાંડીવાળો વ્યક્તિ માથા તરફના ભાગે હાંડી લઈને બેસી જાય છે.

**હેલહીંચવી**

સ્મશાને જતા દરેક વ્યક્તિ ખાંધ ઉપર નાનું મોટું લાકડુ લઈ જાય છે. સ્મશાને જેમને 'હેલ' હિચતા આવડતું હોય તેઓ લાકડા ગોઠવવાનું કામ કરે છે. સામાન્ય રીતે બે ગાડા જેટલા લાકડા જોઈતા હોય તેટલા લાકડા થોડા છાણા, કેરોસીન આ બધુ લઈ જવામાં આવે છે. સ્મશાન મોટે ભાગે નદી કે કોતરને કિનારે હોય છે. સામાન્ય રીતે મૃતકનું માથુ દક્ષિણ તરફ અને પગ ઉત્તર તરફના રહે તે દૃષ્ટિ બિન્દુ રાખીને હેલ હિંચવામાં (ગોઠવવામાં) આવે છે. મોટા ઉપયોગી થાય એવા ત્રણ લાકડા પાટામાં ત્રણત્રણ ફૂટના અંતરે પૂર્વ-પશ્ચિમની લંબાઈ રાખીને ગોઠવવામાં આવે છે. તેની ઉપર નાના પાતળા લાકડા મુકવામાં આવે છે. મૃતકનું માથું દક્ષિણ તરફ રાખવાનું છે એટલે તમામ લાકડાની જાડાઈ દક્ષિણ તરફ રાખીને હેલ હિંચવામાં (ગોઠવવામાં) આવે છે.

આમ એક ઉપર એક થર કરતા કરતા આપણી છાતી જેટલી ઊંચાઈએ લાકડાની ઢગલી આવી જાય છે. મૃતકની લંબાઈ હોય તેના કરતાં માથા તરફ એકાદ ફૂટ અને પગ તરફ એકાદ ફૂટ લંબાઈ વધારે હોય છે એટલે મૃતકનું શરીર આખુ લાકડાની ઢગલી ઉપર બરોબર વચમાં આવી જાય તેમ ગોઠવણી કરવામાં આવે છે. મૃતકનો દેહ સન્માન સાથે વિલીન થાય એ માટે હેલ ઉપર નાના અને પાતળા લાકડાની સારી એવી પથારી કરવામાં આવે છે. અને લાકડાનું ઓશીકું થાય તેમ ગોઠવે છે.

**મડદાને જમાડે**

મડદાને હેલ ઉપર સુવાડવામાં આવે છે. માથુ દક્ષિણ તરફનું છે. એક વ્યક્તિ પાણીમાં ચાદર બોળીને લાવે છે. ને મડદાને જમાડવાની વિધિ કરવામાં આવે છે. નજીકના વ્યક્તિઓ વારા ફરથી મડદા પાસે આવી ચાદરમાં લાવેલ પાણીથી હાથ ધોવે છે. અને ચા, દહીં-ચોખા ને બન્ને હાથે લઈને થોડુ શબના મોઢા ઉપર મુકી બીજુ બાજુમાં નીચે મુકી દે છે. છેલ્લે પાણી લઈને મોં ધોવડાવે છે. આમ એક પછી એક જેની જેની ઈચ્છા હોય તેઓ જમાડી શકે છે. જમણવાર પુરો થાય છે પછી મોઢુ વ્યવસ્થિત ધોવાડી ઢાંકી દેવામાં આવે છે. જેતે વિધિ કર્યા બાદ શબના હાથ કમર નીચે દબાય તેમ ગોઠવવામાં આવે છે. જો હાથ ભાગી જાય તો ભૂત બનશે તેમ માનવામાં આવે છે. એના બન્ને ખભાની બાજુથી બીજા લાકડા છાતી સરખી ઊંચાઈ બાજુમાં ગોઠવવામાં આવે છે ત્યાર બાદ ઠાઠડીમાં જે વાંસની કામળી હોય તે શરીર ઉપર આડી મૂકવામાં આવે છે. પછી તેના ઉપર બીજા લાકડા મુકવામાં આવે છે. આમ મૂકતા મૂકતા શરીરને ખૂબ વજન ન આવવો જોઈએ એ પણ ધ્યાન રાખતા હોય

છે. ખાસ કરીને આંબલીના ઝાડની નાનીડાળીઓ લાવેલા હોય છે તે હેલની ચારે તરફથી મૂકીને ઢાંકી દેવામાં આવે છે હેલ (લાકડાની ઢગલી) સળગતા સળગતા ખસી ન પડે અને મૃતકનો દેહ ગમે તેમ ફંગોળાઈ ન જાય તે માટે હેલની લંબાઈ વિરોધી પૂર્વ-પશ્ચિમે લાકડાની એવી ચાર ડાંડી ટેકા રૂપે વ્યવસ્થિત ગોઠવવામાં આવે છે.

**અગ્નિદાહ**

મડદાના જમણા પગની બાજુમાં અગ્નિવાળી હાંડી ઉંધી વાળી દેવામાં આવે છે. અને હાંડીવાળા વ્યક્તિના જમણા હાથમાં કુહાડી પકડાવવામાં આવે છે. તેને હાંડી બરાબર બતાવી દેવામાં આવે છે. ડાબાહાથમાં એક અગ્નિનું સળગતું લાકડુ (છીણકું) આપવામાં આવે છે. અને તેની આંખો ઉપર કોઈ વ્યક્તિ હાથ મૂકી આંખ ઢાંકી કહે છે કે તમારા હાથમાં અગ્નિનું લાકડુ (છેણકું) છે તે હેલમાં ખોસો. છીણકું હેલમાં ખોસે છે અને જમણા હાથે જોરથી કુહાડી મારી હાંડી ફોડી નાખે છે અને જોરથી રડીને કહે કે હવે આપણે મળવાના નથી. આમ કરીને એક તરફ રડતા રડતા બેસી જાય છે. આમ હાંડી લેનાર વ્યક્તિ અગ્નિદાહ આપે છે.

**ઉતારેલી કુહાડી**

તેજ સમયે હેલની આજુબાજુ માથા તરફની જગ્યાએ બે ભાઈઓ રહે છે. એક ભાઈ બે કુહાડી લે છે અને તેના દાંડા ઊંધા કરી નાખે છે. પછી બન્ને કુહાડા એક એક હાથમાં દાંડા પકડીને કુહાડાના માથા એકઠા કરીને ધરતી

માતાને, હેલના નીચેના લાકડા ઉપર, પછી મધ્યમાં પછી માથાના ઉપરના ભાગે હેલ ઉપર કુહાડાના માથા ઠોકે છે. અડાડે છે અને જોર લગાવીને બન્ને કુહાડા બીજી તરફ નાખે છે તે તરફનો ભાઈ પણ એજ રીતે કુહાડાના માથા ટેકવીને આ તરફ નાખે છે આમ બેથી-ચાર વખત કરે છે. છેલ્લે કુહાડીના ડાંડા કાઢી સળગાવી દે છે. અગ્નિ બરાબર જામવા લાગવાની તૈયારી છે ત્યારે કફનનું કાપડ કુહાડીના મદદથી એક રીબીન જેવું કાપવામાં આવે છે. પછી કુહાડી હાથા વગરની કુહાડી બાંધવામાં આવે છે. અને બે મિનિટ મૌન પાળે છે. આગ બરાબર લાગ્યા પછી બધા સ્નાન કરવા નદી, નહેર કે કોતર જેમાં પાણી હોય ત્યાં જાય છે અને પહેરેલા કપડા પણ ધુએ છે. ન્હાયને લીલા-સુકા કપડાં પહેરી લે છે અને મૈયત થયેલ ઘર નજીક વાડામાં ગોઠ બેસવાની હોય ત્યાં જવા લાગે છે. જેટલા ભાઈઓ હોય તેટલા ગોળમાં બેસે છે. તેમને બધાને ખાખરાનું લીલુ પાન આપી તેમાં ચા આપવામાં આવે છે. (પુરૂષોના માથા ઉપર કોઈ ટોપી-કે ફેટો કે રૂમાલ હોતો નથી મૈયતમાં બધા ઊઘાડા માથે જ હોય છે અને બહેનો હમેશાં દરેક દરેક માથા ઉપર લુગડું હોય જ છે તે પીએ છે) ચા પીધા પછી તમાકુ બીડી પણ આપવામાં આવે છે સાથે દરેકને ખાંડ આપવામાં આવે છે. એ પહેલાં જે કુહાડીને ખાવાનું ધરે છે અને ત્રણપાન ગોઠવેલા હોય તેમાં ડાબા હાથે ચા લઈને છાક પાડે છે.

**ઠામઢોળવું**

આમ જેણે ખવાડવું હોય તે ખવાડે છે. પછી ઠામ ઢોળવાની વિધિ કરે છે. બે ભાઈઓ તાંબડીને અવળા

સવળા હાથ કરીને પકડી પાણી ઢોળી નાખી તાંબડી ઊંધી કરે છે. ત્યાર બાદ જે હાંડી કાઢી હોય તેને પાઘડી બંધાવે છે. પાઘડી બંધાય જાય પછી બધા પોતાના માથા ઉપર પાઘડી, ટોપી કે રૂમાલ મુકે છે. ત્યાર બાદ તમાકુ, બીડી ફેરવે છે. પછી રૂમાલ કે ચાદર પાથરેલી હોય ત્યાં પોતાની ખુશી મુજબ પૈસા રૂપિયા મુકી છુટા પડવાની તૈયારી કરે છે. ત્યાં દહાડો ક્યારે ને ખતરું ક્યારે તે જાણ કરી એ દિવસે સગાસંબંધી ને આવવા આમંત્રણ પાઠવવામાં આવે છે. અને પોતાના ઘરે જવા રજા લે છે.

**બહેનો દ્વારા થતી વિધિ**

સ્મશાન યાત્રા ઘરેથી નિકલે ત્યારે વિસામા સુધી ભાઈઓ-બહેનો બધા જોડાય છે પણ વિસામાંથી બહેનો સ્મશાન સુધી આવી શકતી નથી. તેની પાછળ ઘણા કારણો છે. એક સમયે સમાજમાં (સતી થવાની પ્રથા હતી. પતિ સાથે પત્નીને એક જ ખાટલામાં લાવતા અને તેને ઉતરવા ન દેતા, સીધા સ્મશાને લઈ જઈ પતિનું માથુ ખોળામાં મુકી સતી કરવાનો રીવાજ હતો.) બહેનો બધી વિસામે બેસી જાય છે. તેમાંથી ચારપાંચ બેનો મૃતકના ઘરે આવી મડદાની જગ્યા લીપી કાઢે છે. અને ગોદડું, ચાદર, સાદડી જે એમનું પાથરણું હતું તે સાથે હાંડલો મોટો (દોયલો) અને એક ડોવળી(દૂધીની જાતની), ડાંગર(ભાત)એક લોટો, અને દાતરડું એ બધી ચીજવસ્તુઓ લઈને બહેનો વિસામે પહોંચે છે. જ્યાં ઠાઠડી ઉતારેલી હોય તે જગ્યા એ સાદડી ગોદડી ચાદર પાથરીને પથારી કરવામાં આવે છે અને બાજુમાં મોટી હાંડલીમાં ડોવળી મુકવામાં આવે છે. બહેનો દાતરડું અને ભાત(ડાંગર) લોટો લઈને નદી, કોતર પાણી હોય ત્યાં જાય છે. દરોઈ શોધી તેનાથી માથુ ચોળીને સ્નાન કરે છે. કપડાં ભીનાજ પહેરે છે.

અને નદીએ ન્હાવા ગઈ હોય તેમણે નાહી ધોઈને કપડાં ભીના હોય તે નીચોવવાના નથી પણ બે હાથ વડે દબાવવા અને એવાજ સૂકવી નાખવા. ત્યાર બાદ નદીમાં ઊતરીને ભાત ધોવાની ક્રિયા છે તેઓ જુએ છે કે કોઈ લૂગડુ સુકાતુ દેખાય તો કહે કે પેલું લુગડું ઉપાડી લો, કોઈનું પણ લુગડું સુકાતુ રહેવું ન જોઈએ અને દરેક બહેનો ઓઢીને કે પહેરીને જયાં વિધિ કરવાની છે ત્યાં આવી જવું પડે છે. જેટલી બહેનો આ વિધિમાં હોય તેટલી બહેનોએ વાળ છુટા જ રાખવાના હોય છે જ્યાં સુધી નદીમાંની વિધિ પૂરી ન થાય ત્યાં સુધી માથાના વાળ છુંટા જ રાખવાના હોય છે. વિધિ પુરી થાય પછી વાળ બાંધી શકે છે. નદીના કિનારે જયાં ડાંગર મુકી શકાય તેવી એક ખોબો ભરીને ડાંગર મુકવામાં આવે છે. પછી ચાર બહેનો પાણીમાં ઉતરે છે. એક બેનના હાથમાં દાતરડું, એક બેનના હાથમાં લોટો રાખે છે. તેમાં એક બહેન દાતરડાથી પાણીને કાપી ચોકડી પાડીને પવિત્ર કરે છે. અને લોટામાં ત્યાંથી પાણી ભરી ચારે બહેનો પોતાના હાથો વડે ડાંગરની ઢગલી ઉપર ચાર આંટા ફેરવીને રેડે છે. આમ ચાર વખત કરે છે અને છેલ્લે ડાંગર પાણી નાખી ધોઈ નાખે છે. અને એ જગ્યા ચોખ્ખી કરે છે. નદિની વિધિ પુરી થયા બાદ દાતરડાથી કાપી ને ચોખ્ખુ કરેલું પાણી લોટામાં ભરવામાં આવે છે. એ પાણી અને દાતરડું લઈને એક બહેન નદીની બહાર આવે છે. નદીની બહાર આવ્યા પછી જે બહેન પાણી અને દાતરડું લઈને આગળ ચાલે છે. એની આગળ કોઇ જઈ ન શકે એ પરંપરાથી ચાલી આવેલી પ્રણાલિકા છે. એની પાછળ બહેનો એક લાઈનમાં ચાલે છે. કોઈ પણ બહેન કોઈને પણ આગળ પાછળ કરતા નથી. આમ મૃતકના આગલા બારણે સૌ બહેનો આવે છે. ઘર નજીક આવતા રડે છે. મોં ઢાંકે છે. ઘર આંગણે આવ્યા પછી જે આગલા બારણાની નેવા હોય તેના ઊળીયા

ઉપર કે છાજ ઉપર ઘરેણું કોઈ એક ચાંદીનું, છાંણની લોંદી એક મુકવામાં આવે છે. એ મુકેલ ચાંદી ઉપર નદીમાંથી લોટામાં લાવેલ પાણીની ધાર પાડે છે એ પાણીની ધાર બીજી આવેલી બહેનો પોતાના જમણા હાથમાં ઝીલી મોઢા સાથે અડાડી અને પગ ઉપર થોડું છાંટે છે અને માથા ઉપર થઈ નળીયા તરફ છાંટા ઉડાડે છે. તેવું જ દરેક બહેનો કરે છે. જેમ જેમ પાણી લેતા જાય તેમ તેમ બહેનો ઘરના ઓરડામાં આવીને બેસવા લાગે છેલ્લે લોટામાંથી પાણી નાખતી બહેન આવે છે. તે આવે એટલે જ્યાં મડદાને સુવાડેલું હોય ત્યાં આવીને બેસે ત્યાં દીવો કરે છે. ખાખરાના કે વડના પાંદડા મંગાવે છે છાક પાડવા માટે શરબત, દૂધ, ચા કે દારૂ મંગાવે છે. (જે પુરૂષો ગોઠ ગોઠવી છે ત્યાંથી બહેનો માટે આપતા હોય છે.) ખાંડ આવી જાય એટલે અહીંની બેનોને બોલાવે છે જે દીવો જુઆર કરવાનો ગણાય છે. દીવા સાથે બાજુમાં બે પાન મૃતકના નામના મુકેલા હોય છે. જે બહેન આવે તે ડાબા હાથે અડીનું પાન પકડી તેમાં છાક પાડવાનું જે હોય તે દીવાની ઉપર ઓવારીને ડાબી તરફ ફેરવીને અડીયારી પાન હોય ત્યાં છાક પાડે છે. અને દડિયાને ઊંધો વાળી દે છે. બીજા પાન ઉપર છાકની ધાર બે વખત પાડે છે. અને પાંદડાને બેઠું જ બાજુમાં મુકી દે છે. માથું ઓઢેલું હોય છે. દીવા પર બન્ને હાથની હથેળી ધરે છે (જેમ આરતી લેતા હોય તેમ) અને પાછા આંખે પાંપણ તરફ લાવે છે. એમ એક બે વખત કરવામાં આવે છે અને છેલ્લે પોતાના બન્ને હાથના આંગળા જમીન ઉપર અડાડીને નમન કરવામાં આવે છે. આમ બધી બહેનો વારા ફરતી કરે છે. જેમનો વારો પૂરો થાય છે તેમ તેમ પાછા ગોઠમાં ગોઠવાતા જાય છે. બધી બહેનો જુઆર લઈ લીધા પછી દરેકને એક એક પાદડું આપવામાં આવે છે અને કોઈ એક બેન ગોઠની ખાંડ દરેકને થોડી થોડી એ પાંદડામાં આપે છે ખાંડ

જેમને મળે છે તેઓ પાછા દીવા પાસે આવે અને પાન ઉપર પોતાનામાંથી ચપટી ચપટી ખાંડ બે જગ્યાએ મુકે છે. અને વધેલી ખાંડ લઈને પોતાના ઘર તરફ જવા માટે નીકળે છે. ગોઠમાંથી ખાંડ બધાને આપી દીધા પછી  ઘરના માણસ પાસે રજા લે છે. અને પોત પોતાના ઘર તરફ પ્રયાણ થાય છે. ઘર તરફ જતાં પહેલાં 'ઠામ ઠુલવ' ની પ્રક્રિયા કરવામાં આવે છે બે બહેનો દિવા આગળ આવીને અવળા મોઢાં રાખી પીઠ બન્નેની અડે તેમ ઊભા રહે છે અને લોટામાં પાણી હોય તે બન્ને કોર્ષ હાથ રાખીને બન્ને કોર પકડે છે અને ઊભેથી નીચે ધીરે ધીરે બેસવાનું હોય છે. અને તરત જ પકડેલું ઠામ ઊધું વાળી દેવાનું હોય છે. એક હાથ છોડી દેવો એક હાથ પકડી જ રાખવું પડે છે અને તરત જ બન્ને મોં એક

તરફ જોડે થઈ જવું પડે છે તેને ઠામઢોળવું કહેવામાં આવે છે. ત્યાર બાદ ઘર જવાની રજા આપવામાં આવે છે જતાં જતાં રડતા જાય છે.

**ચૂલો સળગાવવો નહીં**

ગામમાં કે ફળિયામાં કોઈનું પણ મરણ થયું હોય તો જ્યાં સુધી શબને ઘર બહાર, ફળિયા બહાર, ગામ બહાર, સ્મશાને લઈ જતાં ગામની ભાગોળે જ્યાં વિસામો કરેલો હોય તે સ્થળથી લાશને આગળ નહી લઈ જાય ત્યાં સુધી ફળિયું કે ગામ પોતાનાં ઘરનો ચૂલો સળગાવતા નથી. ફળિયા કે ગામ બહાર સ્મશાને લાશ ગયા પછી જ સૌ સ્નાન કરે છે. જે ઘરમાં પાણી હોય તે ઢોળી નાખવામાં આવે છે અને તે દેગડા-તાબડી, દોરિયા ફરીથી માંજવામાં આવે છે અને પછી જ ઘરમાં લાવવામાં આવે છે. ત્યાર પછી રસોઈ બનાવી જમે છે.

**અનવાણિયું /હનવાણિયું**

કોઈ સગાંવહાલાને મરણના સમાચાર મોડા મળ્યા હોય જેથી અંતિમ વિધિમાં આવી ન શકાયું હોય ત્યારે સમાચાર મળતાની સાથે જ પોક મુકીને જોરથી રડે છે. અને મોડી ખબર મળ્યા બદલ અફસોસ વ્યક્ત કરે છે. કેમકે આટલા વખત સુધી હું અપવિત્રતામાં જીવી રહ્યો હતો. એના પ્રાયશ્ચિત અને શોક દુર કરવા તરત એ મૃત વ્યક્તિના ઘરે જાય છે. ઘરમાં જતાં પહેલાં બારણા આગળ ઉભા રહે છે અને હનવાણિયું (પવિત્રપાણી) મરણના નામનું જ્યાં સુધી એને કોઈ આપતું નથી. ત્યાં સુધી ઘરમાં જતા નથી. લોટામાં, તાબડીમાં કે તપેલીમાં પાણી લઈ તેમાં અગ્નિનો સળગતો અંગારો નાંખવામાં આવે છે. એ પાણી હનવાણિયું (પવિત્ર) ગણાય છે. તે પાણીમાં કોલસો પણ તરતો જ હોય છે. આ રીતે તૈયાર કરેલ પાણીને હનવાણિયું કહેવામાં આવે છે. આ પાણી આપવા માટે ઘરમાંથી કોઈ વ્યક્તિ આવે છે અને આવેલ મહેમાનને બારણા આગળ જ એક પહ (અંજલિ) ભરાય એટલું પાણી આપે છે. પાણી લેનાર વ્યક્તિ થોડુ પાણી મોઢામાં લે છે અને થોડું પોતાના પગની આંગળી ઉપર, માથા ઉપર તેમજ ઘર તરફ એ પાણીનો છંટકાવ કરે છે. પ્રકૃતિમય બનેલા મૃતઆત્માની સાથે ધરતી, હવા, અગ્નિ, પાણી, આકાશ સર્વને યાદ કરે છે. અને પછી ઘરમાં પ્રવેશ કરે છે અને ઘરમાં જ્યાં બેસવા માટેની વ્યવસ્થા કરેલ હોય ત્યાં જઈને બેસે છે.

**પાછલે બારણે મડદુ**

અમુક પંચાગ બેઠું હોય અને કોઈનું મૃત્યુ થયું હોય તેની લાશને ઘરના આગલા બારણેથી નહીં પણ

પાછલા બારણેથી કાઢવામાં આવે છે. પાછલું બારણું ના હોય તો ભીંત દિવાલ કોરીને બાકોરું પાડીને લાશને કાઢવામાં આવે છે ને સ્મશાને લઈ જવામાં આવે છે. જેઓ ખ્રિસ્તી ધર્મ અંગીકાર કર્યો છે તેઓ દાટવાનું કરે છે.

મૃત્યુ પછી પહેલાના સમયમાં ખતરૂ મુકવાની વિધિ કરવામાં આવતી હતી. હાલમાં અગિયારમુ, બારમુ, તેરમુ કરવામાં આવે છે. નાનું બાળક મૃત્યુ પામે તો ચોથીયું કરે છે. કુંવારો છોકરો મૃત્યુ પામે તો અગિયારમું, પુરૂષ મૃત્યુ પામે તો બારમુ અને સ્ત્રી મૃત્યુ પામે તો તેરમાની વિધિ કરવામાં આવે છે. આ વિધિઓ મોટાભાગે ગામમાં ભગત તરીકે ઓળખાતી વ્યક્તિ કરતો હોય છે. કોઈની આર્થિક પરિસ્થિતિ સારી હોય તો તે બ્રાહ્મણને બોલાવીને વિધિ કરાવે છે. જેતે વિધિના દિવસે દાળ, ભાત, શાક અને શક્ય હોય તો લાડુ પણ બનાવવામાં આવે છે અને બધાને જમાડવામાં આવે છે.

**ખતરું**

ખતરું મૃત સગાં-પિતૃઓનું પથ્થર કે લાકડાના પાળિયાનું પ્રતીક છે જેને ચૌધરીઓ પોતાના પિતૃઓ માની નૈવેધ, ભોગ વગેરે આપી ખુશ રાખે છે. તેઓ માને છે કે મરનાર વ્યક્તિ પિતૃ તરીકે ખતરામાં સ્થાયી થઈ કુટુંબ સાથે અપ્રત્યક્ષ સંબંધો રાખે છે. તેની ખુશીથી પશુ, ધનસંપત્તિ, ખેતી તથા સંતાનસુખ પ્રાપ્ત થાય છે અને નાખુશીથી ઉપરની બાબતોમાં તકલીફો પડે છે. ખતરું મૂકવા માટે ભગત જળાશયેથી એકાદ લંબગોળ પથ્થર શોધી લાવી ધૂણતાં ધૂણતાં તેની પૂજા કરે છે. અને મરઘીનું બચ્ચુ મારી પથ્થર સાથે અડાડી તેમાં 'જીવઘાલવા'ની વિધિ કરવામાં આવે છે. આ દ્વારા મરનારનો જીવ ગમે ત્યાં રખડતો-ભટકતો હોય તો તેને બોલાવીને આ

પથ્થરમાં સ્થાયી કરવામાં આવે છે. જેને પછી પિતૃ તરીકે સ્થાપવામાં આવે છે. ગામની ભાગોળે કે અમુક વિસ્તાર નક્કી કરેલા સ્થાનકોએ જ્યાં પેઢીદરપેઢી ખતરાં મુકાતાં હોય ત્યાં માટીના ઘૂમટાં નીચે ખતરાના પથ્થર મૂકવામાં આવે છે. સુરત જિલ્લામાં ચૌધરીઓનાં ખતરાં બોરખડી, તાલુકો બારડોલી; કાંજણ, તાલુકો વ્યારા, મઢી-સુરાલી, તાલુકો બારડોલીમાં નાનાં મોટાં સ્થાનકો છે. સામાન્ય રીતે દરેક ગામમાં ખતરાં મૂકવાનું નાનું સ્થાનક પણ હોય છે.

ચૌધરીઓ માને છે કે પિતૃઓ ખુશ રહે તો તેઓ તેમને મદદ થાય છે અને ખેતીવાડી, પશુવૃદ્ધિ, સંતાનપ્રાપ્તિ, શારીરિક સુખાકારી વગેરે પ્રાપ્ત થાય છે. જો પિતૃઓ નાખુશ હોય તો ઉપરની બાબતોમાં મુશ્કેલીઓ પડે છે, અને રોગ, મૃત્યુ વગેરે આવે છે તથા ઘરમાં ભૂત સ્વરૂપે આવી પજવે છે. આવી પજવણી થાય ત્યારે ભગત ''ખતરું''- પૂર્વજ નાખુશ થઈ નડે છે તેમ બતાવે છે. આથી તેને ખુશ કરવા માટે પૂજા, ભોગ વગેરે આપવામાં આવે છે. તેઓ માને છે કે ખતરું બધું જુએ છે. એટલે વર્ષમાં નિયમિત રીતે એક વખત તેની પૂજા થાય છે. ભોગ આપવામાં આવે છે. આ ઉપરાંત શ્રાદ્ધ-હરાદ, દિવાળી, અખાત્રીજ, દિવાસો-બિમાહ વગેરે જેવા દિવસે કે સારા પ્રસંગે ઘરમાં કોઈ પણ સારી રસોઈ બનાવી હોય તો તે પિતૃને આપવામાં આવે છે અને પૂજા કરવામાં આવે છે. આમ ચૌધરીઓમાં મૃતવ્યક્તિ સાથેના સંબંધોનું સ્વરૂપ (૧) અદૃશ્ય પિતૃ તરીકેનું (૨) ભૂત સ્વરૂપનું એમ બે પ્રકારનું જોવા મળે છે. વ્યક્તિ મરી જતાં તેના દુન્યવી સંબંધો પુરા થાય છે અને તે પુનર્જન્મ ધારણ કરે છે તેમ તેઓ માને છે, તો બીજી બાજુ ખતરી તરીકે પિતૃ તરીકે કાયમનું સ્થાન પામે છે. આમ તેમનામાં મૃત્યુની ગતિ વિષે બેવડી માન્યતા જોવા મળે છે.

## દેવનો ખ્યાલ

દક્ષિણ ગુજરાતના આદિવાસીઓ જુદા જુદા દેવોને માને છે. સૂર્ય, ચંદ્ર, ધરતી, મેઘ, જેવા પ્રકૃતિના દેવો સિવાય આહિન્દો ડોગાર, દેવમોગરા, દેવલીમાડી, કાલોકાકાર, ગોવાળદેવ, ભેંડોથળાવ, કાંગરીવેલ, બણભોદેવ, ગુમ્હાયમાડી, મરકીમાતા, વાઘદેવ, કંસરીમાતા, દૂધમોગરા, ગોવલીગઢ, બગનોભૂત, ચોસઠ જોગણી, મસાણિયો ભૂત, કાકેબલ્લો, નાંદરવો દેવ, ભૂરીમાદણ, હોલિયોડોગાર વગેરે. જેમાં દેવમોગરાનું સ્થાનક સાગબારા પાસે, દેવલીમાડીનું સ્થાનક સોનગઢ તાલુકાના દેવલપાડાના ડુંગર પર, વ્યારા તાલુકાની ઝાખરી નદી પર ખાનપુર પાસે ગોવાલદેવ, વ્યારા તાલુકાના પદમડુંગરી ગામના ડુંગરની એક છેડે કાલોકાકાર અને પદમડુંગરી તરફ ગુમ્હાયમાડી. માંડવીથી ઉકાઈ રોડ પર પીપલવાડા પાસે માંડવીથી પૂર્વમાં પંદર કિલોમીટર પર આહિન્દો ડોગાર, ભેંસકાતરી પાસે ડુંગર પર બણભોદેવ,મહૂવા તાલુકાના વાંસકુઈ ગામમાં આવેલ ગોવલીગઢ, દૂધમોગરા, નાંદરવો દેવ, હિમાર્યોદેવ વગેરે દેવદેવીઓની પૂજા પરંપરાથી કરતા આવ્યા છે. આ બધા જ દેવો નિરાકાર છે. હિમાર્યો દેવ, નાંદરવો દેવ અને મરીમાતાનું સ્થાનક બધા જ ગામમાં હોય છે. જ્યારે એ સિવાયના દેવનાં સ્થાનકો આગળ દર્શાવેલ સ્થાને છે. આ બધા મોટા દેવો એક-બીજાના ભાઈ બહેનના કૌટુંબિક સંબંધોથી જોડાયેલા હોવાનું માનવામાં આવે છે.

કેટલાક દેવો તેઓના પર્યાવરણ અને ભૌતિક જીવન સાથે સંબંધ ધરાવે છે. એમાં સૌથી અગત્યનો

અહિંદો દેવ-ટેકરીઓનો દેવ છે. તેને સૌથી ચઢિયાતો દેવ ગણવામાં આવે છે. કારણ કે આદિવાસી ટેકરી પર રહે છે. બીજો અગત્યનો દેવ  હિમારિયો દેવ-ખેતરનો રખેવાળ હોય છે. આદિવાસીઓની આજીવિકાનું મુખ્ય સાધન છે. હિમારિયો દેવની વાર્ષિક પૂજા ગામના બધા લોકો સામુહિક રીતે કરે છે. હિમારિયો દેવને પ્રતીકાત્મક રીતે માટીની આકૃતિમાં ઢાળવામાં આવે છે. અને તેને પાકની રખેવાળી માટે વાંસના ઉપરના ભાગે લગાવી ખોસવામાં આવે છે. આ વખતે તેની વ્યક્તિગત પૂજા કરવામાં આવે છે. કંસરી માતાએ ધાન્યની દેવી છે. નવા પાકની કાપણી કરી એ પાક જયારે ઘરે લાવવામાં આવે છે. ત્યારે એ દેવીની પૂજા કરવામાં આવે છે. રોગો સાથે સંબંધ ધરાવતા દેવો અને દેવીઓ પણ છે. મારખી માતા માણસોના અને ઢોરના આરોગ્યની સંભાળ રાખે છે. કાકા બળિયા અને શીતળા માતા અનુક્રમે અછબડા અને શીતળાના દેવદેવી છે.

આદિવાસી ચૌધરીઓમાં તેમનાં દેવ-દેવીઓ વ્યવસ્થિત મંદિરો કે મૂર્તિઓમાં નથી પણ પ્રકૃતિની ખુલ્લી ગોદમાં ડુંગરના પથ્થરો, પોલાણો કે ગુફાઓ, ઝાડની છાયા, ડુંગરની તળેટી કે નદી કાંઠેના સ્થાનકોમાં રહેલા છે. આ દેવ-દેવીઓમાં નાના દેવો અને મોટા દેવો એવા બે ભેદ જોવા મળે છે. મોટા દેવોનું સત ભારે ગણાય છે અને મોટા ડુંગરામાં નિવાસ હોય છે. મોટી આફતો, તકલીફો, સુખ-સમૃદ્ધિ-સમગ્ર જીવનના આધાર માટે આવા મોટા દેવ-દેવીઓનું શરણું લેવામાં આવે છે. જ્યારે નાના દેવો રોજિંદી નાની નાની તકલીફોમાં મદદરૂપ બને છે. તેમના આ દેવ-દેવીઓ વિવિધ કાર્યો માટેના હોય છે.

## ઘરનાં દેવદેવી

### ઘરલી દેવી

ચૌધરી સમાજમાં ઘરલી દેવીની વારે તહેવારે પૂજા વિધિ કરવામાં આવે છે. જેનું સ્થાનક ઘરમાંજ હોય છે. વારે તહેવારે તેની પૂજા વિધિ કરી બનાવેલ ભોજન સૌથી પહેલા આ દેવીને ધરાવવામાં આવે છે. ત્યાર બાદ જ જમવાનું શરૂ કરે છે.

## ગામ કે સીમનાં દેવદેવી

### ભવાની માતા

ભવાની માતાએ ગામની કુળદેવી માતા ગણાય છે. આ કુળ દેવી ને લગ્ન પછી પગે લાગવામાં આવે છે. તેમજ શ્રાધ્ધ તથા નવા વર્ષે તેની પૂજા કરવામાં આવે છે.

### હિમાર્યો દેવ

હિમાર્યોદેવ ગામ વિસ્તારનો દેવ છે. જેનું સ્થાનક ગામના સીમ વિસ્તારમાં આવેલું હોય છે. આ દેવ ગામ અને ખેતીવાડીનું રક્ષણ કરતો હોવાથી જ્યારે અનાજ પાકીને લણણી કરવા લાયક થાય ત્યારે પૂજા કરવા માટે થોડું અનાજ કાપીને આ દેવના સ્થાનકે લઈ જાય છે. અનાજ સાથે મરચું, નાળિયેર ચઢાવી દીવો કરી દારૂ કે ચાની

ધાર દેવામાં આવે છે. આમ પાકેલ અનાજનું અર્પણ દેવને કર્યા પછી જ ખેતરમાનું અનાજ કાપવાની શરૂઆત કરવામાં આવે છે. તેમજ લગ્ન પછી વરકન્યા પણ આ દેવના સ્થાનકે પગે લાગવા માટે જાય છે.

**દૂધીયો દેવ**

દૂધીયા દેવનું સ્થાનક ગામની સીમમાં હોય છે. ગાય, ભેંસ જેવા દૂધાળા પશુ દૂધ પુરતા પ્રમાણમાં ન આપે તો દૂધીયા દેવની માનતા રાખવામાં આવે છે. માનતા ફળે તો આ દેવની પૂજા વિધિ કરવામાં આવે છે.

**ગોવાળ દેવ**

ગોવાળ દેવને પશુઓનું રક્ષણ કરનારો દેવ માને છે. તેથી પશુઓની રખેવાડી કરતો દેવ માનીને તેની પુજા કરવામાં આવે છે.

**ચાળીયો દેવ**

ચાળીયા દેવનું સ્થાનક ગામના મુખ્ય રસ્તા ઉપર પથ્થરના રૂપમાં આવેલું હોય છે. ગામના વ્યક્તિઓ જ્યારે સારા કે ખરાબ કાર્ય માટે ગમે ત્યાં જતા હોય તો તે વાત અન્ય વ્યક્તિ સુધી પહોંચી ન જાય તેના માટે જતાં જતાં આ દેવના સ્થાનકે પથ્થર મારીને જાય છે. પથ્થર મારવા પાછળની તેઓની માન્યતા છે કે ન કહેવાની વાત (ચાળી) કોઈ કહેતા નથી.

## ખેતરનાં દેવદેવી

### નાંદરવો દેવ

ચોમાસાની શરૂઆતનો પહેલો વરસાદ જ્યારે પડે ત્યારે જમીન ઉપર ઘણુ બધુ લીલુ ઘાસ ઊગી નિકળે છે. જેને નાંદરવું તરીકે ઓળખવામાં આવે છે. આ ઘાસ નાનુંજ હોય ને જો પશુઓને ચારવામાં આવેતો તેને ઝાડા લાગે છે. તેથી વરસાદ આવ્યાના લગભગ પંદર દિવસ પછી જ્યારે આ ઘાસ પશુઓને ચરાવવા લાયક થાય ત્યારે નાંદરવાદેવની પૂજા વિધિ કરવામાં આવે છે. જે પૂજા વિધિ થયા પછી ગામ લોકો આ ઘાસ પશુઓને ચરાવે છે અને ખેતીમાં નીંદણ પણ શરૂ કરે છે.

### કનસરી દેવી

કનસરી માતાને ''અન્નદેવી'' તરીકે માનવામાં આવે છે. જ્યારે ખેતરમાનું પહેલું અનાજ પાકે ત્યારે કાપણી પહેલા દેવના સ્થાનકે અનાજ ચઢાવવામાં આવે છે. ત્યાર પછી જ અનાજની કાપણી કરવામાં આવે છે. તે ખેડૂતને જ પ્રસન્ન થાય તેવું માને છે. ખેડૂત ખેતી કરતો હોય અને કનસરીમાતાની પૂજા ન કરતો હોય તો તેને આ દેવી ખૂબ જ દુઃખી કરે છે. આ દુઃખ મટાડવા ભૂવા પાસે જાય છે. તે દુઃખની નિવારણ વિધિ કરે છે. દુઃખ દૂર થયા પછી દેવીની બાધા માનતા કરવામાં આવે છે. જે વિધિમાં કોઠી, ચાર મૂર્તિ, ચાર બંગડી, ચાર ચાંલ્લા, માટીની એક ગાગર તેમાં આંબાના પાંચ પાના મૂકીને તેના પર નાળિયેર મૂકે છે. સાથે સિંદુર, કંકુ, હળદર અને

પાંચ નાળિયેર રાખવામાં આવે છે. વિધિ કરતાં ભૂવો ધાંપણી (એક પ્રકારનું વાજિંત્ર) અને થાળી વગડાવે છે. અને મંત્રોના જાપ કરતો જાય છે. પહેલાના જમાનામાં બકરા કપાતા જ્યારે અત્યારે પાંચ નાળિયેરથી બલિ દેવામાં આવે છે. આ દેવીની દર પાંચ વર્ષે પૂજા કરવામાં આવે છે.

**ભેંડોતળાવ દેવ**

ખેતરમાંના અનાજમાં કોઈ પ્રકારનો વધુ રોગ પડે વારંવાર કોઈ વ્યક્તિ બિમાર પડે ત્યારે આ દેવની બાધા રાખવામાં આવે છે. જે બાધા ફળે ત્યાર પછી તે દેવના સ્થાનકે જઈ રાખેલ બાધા પ્રમાણે મરઘુ, બકરું કે મરઘાનું ઈંડુ ચઢાવવામાં આવે છે.

**કાળો કાકર દેવ**

આ દેવનું સ્થાનક ડુંગરોની ગુફામાં હોય છે. જ્યારે પશુ જેવા રે ગાય, ભેંસ, બકરી જો ગર્ભધારણ ન કરતી હોય તો આ દેવના સ્થાનકે જઈને બાધા રાખવામાં આવે છે. જો બાધા ફળે તો આ સ્થાનક પર જઈને આ દેવની પૂજા વિધિ કરીને બાધા પૂરી કરે છે.

**બાળકોનાં દેવદેવી**

**કાકાબળિયા દેવ**

ચૌધરી સમાજમાં બાળકને શરીરે ફોલ્લા પડે તો કાકા બળિયા નીકળ્યા એવું માનીને તે કાકાબળિયાની

માનતા રાખે છે. કાકાબળિયા દેવનું સ્થાનક સીમમાં હોય છે. બળિયા મટી ગયા બાદ તેની પૂજા વિધિ કરવામાં આવે છે.

## સ્ત્રીઓનાં દેવદેવી

### પેટફોડીમાતા

કોઈ સર્ગભા બહેનને છોકરા જીવતા ન હોય ત્યારે તેઓ પેટફોડીમાતાની માનતા રાખવામાં આવે છે. બાળકનો જન્મ સારી રીતે થયા બાદ આ દેવીની પૂજા વિધિ કરી બાધા પૂર્ણ કરવામાં આવે છે.

## બિમારીનાં દેવદેવી

### ઉનાઈ માતા

ઉનાઈ માતાનું આદિવાસી તથા ભદ્ર સમાજમાં અનોખું સ્થાન છે. ઉનાઇ માતાનું મંદિર વાંસદા તાલુકામાં આવેલું છે. અહીં ગરમ પાણીનો કુંડ છે. બાજુમાં રામ-લક્ષ્મણ-સીતાની મૂર્તિ છે. રામચંદ્રજી વનવાસ દરમ્યાન અહીં આવેલા એવું માનવામાં આવે છે આ હકીક્ત શક્ય છે. આદિવાસીઓમાં દંતકથા છે કે આ સ્થાન પર એક રોગિષ્ટ સાધુ રહેતો હતો. તેના શરીરે ચાંદા પડેલા હતા તેમ છતાં સાધુ ધ્યાનાવસ્થામાં હતા. આ જોઈને સીતામાતાને દયા આવી એમણે સાધુ ને કહ્યું કે હે રામ, તમારા ભક્તની કેટલી દુર્દશા છે? એમનું કષ્ટ દૂર કરો.

એટલે રામચંદ્રજીએ જમીનમાં તીર માર્યુ જમીનમાંથી ગરમપાણી નીકળ્યું તેનાથી સાધુને નવડાવી ચોખ્ખા કર્યા ત્યાર પછી સીતાજીએ પણ સ્નાન કરી લીધું ત્યારે રામે સીતાને પ્રશ્ન કર્યો તું નાહીય? ત્યારે સીતાજીએ જવાબ આપ્યો 'હા' હું નાહી ત્યારથી ઉનાઈ નવો શબ્દ બન્યો. આ વાત વર્ષો જુની આદિવાસીઓમાં પરંપરાગત ચાલી આવેલી છે. ઉનાઈ એ બીજુ કોઈ નહીં પણ સીતાજી જ છે. ચામડીના દર્દો મટાડનારી માતા છે. અહીં મકરસંક્રાતિ અને ચૈત્ર પૂર્ણિમાએ મેળો ભરાય છે.

**દેવલીમાડી**

સોનગઢ તાલુકામાં ડોસવાડાની બાજુમાં દેવલપાડા નામનું એક ગામ છે. અહીં જગંલ વિસ્તાર આવેલો છે. પર્વતની ટેકરી પર આ દેવીનો મહેલ છે અને તળેટીમાં દેવીનું સ્થાન છે. ત્યાં દેવલીમાડીની મૂર્તિ છે અને નજીકમાં સ્નાન કરવાનો હોજ પણ છે.

દેવલીમાડી એ કાળા કાકાર દેવની બહેન છે. લોકોમાં તેની દંતકથા એવી છે કે એક દિવસ ભાગદેવ દેવલીમાડી સાથે આવાસમાં આવે છે. દેવલીમાડી પર કુદૃષ્ટિ કરે છે. દેવલીમાડી પોતાની કાયા બચાવવા જંગલમાં ભાગી, ભાગદેવે તેનો પીછો કર્યો માડી ઘરમાં આવી ચુલામાં બે સુપડાઆડા કરીને ઓથમાં સંતાઈ ગઈ. ચમત્કાર રૂપે તે પત્થર બની ગઈ. આ દેવી ચૌધરીઓમાં વધુ પૂજાય છે. તે દેવીઓમાં અગ્રગણ્ય સ્થાન ધરાવે છે. એમ કહેવામાં આવે છે કે માણસનું મુત્યુ થાય ત્યારે તેના પાપ પુણ્યનો હિસાબ ''દેવલીમાડી'' કરે છે. એને રીઝવવામાં આવે, પૂજા કરવામાં આવે તો એ આપણાં પર કૃપા કરે છે અને તેમ ન કરીએ તો તે રિસાઈ જાય છે. દુઃખ વરસાવે

છે. કષ્ટ આપે એવી માન્યતાઓ પ્રચલિત છે. રોગમુક્તિ, દુ:ખ નિવારણ અને સુખ સમૃદ્ધિ માટે આ દેવીને પૂજવામાં આવે છે.

આ દેવીની પૂજા વિધિ વ્યક્તિગત કે સામૂહિક બંને રીતે થાય છે. હરખી લઈને  જે જાય છે. તે અહીંયા બાજુના કુંડમાં સ્થાન કરી પવિત્ર થાય છે.

**ધુસમાઈ માડી**

ધુસમઈ માડીનું સ્થાન વ્યારા તાલુકામાં ઉનાઈથી પૂર્વમાં કાળાકાકાર દેવની નજીક પદમડુંગરી ગામમાં એનું સ્થાન આવેલું છે.

આ દેવી અત્યંત ક્રોધી ગણાય છે. પહેલીવાર પૂજા કરવા આવેલા લોકોને દર વર્ષે આ દેવીની પૂજા ફરજિયાત કરવી પડે છે. આ દેવીમાં શ્રધ્ધા ધરાવના આરાધના કરનારને દેવી સુખ-સંપત્તિ પ્રદાન કરે છે. બીજો લાભ કારક બદલો પણ આપે છે. ચામડીના દર્દો મટતા ન હોય તો આ દેવીની બાધા લેવામાં આવે છે તે ઉપરાંત કોઈ દેખાવડી છોકરી જોડે કોઈ જુવાને પ્રેમ કરવો હોય તો ભગત મંત્રોચ્ચાર કરે છે. અને ચોખા ઓવારી આપે છે. સફળતા મળ્યા પછી આ દેવીની બાધા કરવામાં આવે છે.

**બણભો દેવ**

કોઈપણ પ્રકારના રોગ માટેનો દેવ માનવામાં આવે છે. તેની સામૂહિક પૂજા કરવામાં આવે છે

## પશુઓનાં દેવદેવી

### નાંદરવો દેવ

નાંદરવો દેવ એ ખેતરનો દેવ ગણાય છે. આ દેવ એ પશુઓની સુખાકારીનો દેવ છે. પશુઓના ઘાસચરા માટે તેની સામૂહિક પૂજા કરવામાં આવે છે.

### મગરદેવ

મગરદેવ એ દેવમોગરા માતાનું પ્રતીક છે. જેની પૂજા વિધિ દિવાળીના બે દિવસ આગળ એટલે કે વાઘબારસના દિવસે કરવામાં આવે છે.

મગરદેવની પૂજા શિયાળામાં કરે છે વાઘદેવની પૂજા વાઘબારસના દિવસે તેના સ્થાનકે જઈને કરવામાં આવે છે. ભગત તેની વિધિ કરે છે. વાઘની પૂજા કરીને તેને ભગાડવાની વિધિ કરે છે.

## વરસાદનાં દેવદેવી

### કાળિયો મેઘ

કાળિયામેઘ દેવનું સ્થાનક ગામની ભાગોળે હોય છે. વરસાદ ન આવતો હોય ત્યારે ગામલોકો આ દેવની પૂજા વિધિ કરે છે. ગામલોકો અને ભગત બધા ભેગા થઈ આ દેવના સ્થાનકે પૂજા વિધિ કરવા માટે જાય છે . પૂજા

વિધિમાં ભગત ધૂણે છે અને દેવની પૂજા કરે છે. ત્યાર બાદ કાદવનો એક નાનો ખાડો બનાવી તેમાં પાણી ભરવામાં આવે છે. જે બાજુથી કાદવની પાળ તૂટે તે બાજુથી વરસાદ આવશે એમ માનવામાં આવે છે.

## પ્રાકૃતિક તત્ત્વોના રૂપમાં દેવદેવી

### પ્રાકૃતિક દેવો

સૂર્ય, ચંદ્ર, ધરતી, પાણી, વીજળી, મેઘ વગેરેને પ્રાકૃતિક દેવો  માનવામાં આવે છે.આ દેવોની પૂજા વિધિ સમાજમાં સારા-નરસા દરેક કાર્યમાં તેની પૂજા વિધિ થાય છે.

## અન્ય દેવી દેવતા

### ઐકિન્દ્રદેવ

શિયાળામાં દેવના સ્થાનકે એકવખત જાય છે. વિધિ પહેલાં ગામના પુરૂષો એક જગ્યાએ ભેગામળીને બે દિવસ સુધી ભગત ત્યાં ધૂણે અને ત્રીજા દિવસે દેવના સ્થાનકે જાય છે. ભાત-દાળ, તેલ, મીઠુ, મરચું, દાતરડું વગેરે એક ટોપલામાં મૂકીને લઈ જાય, સાથે ગાડુ અને દેવ ડોવળી પણ લઈ જાય છે. ભગત હાથમાં દેવની લાકડી રાખે છે. અને વગાડવા માટે કીરચો હાથમાં રાખે દેવના સ્થાનકે જઈને મુકામ કરી ત્યાં ધૂણે અને દેવની પૂજાવિધિ કરી મિજબાની કરે છે.

**ચોસેઠ જોગણીમાતા**

આ દેવીનું સ્થાન વ્યારા તાલુકાના ડોલવણ ગામે આવેલું છે. બીજુ સ્થાન ચીખલી તાલુકામાં મારવાડા ગામમાં કાવેરી નદીને કિનારે છે. ડોલવણમાં ટીંબા પર આ સ્થાન છે. આ દેવી ચૌધરીઓમાં ખૂબજ પ્રચલિત છે. પોતાની ઈચ્છા પાર પાડવા તથા પુત્ર પ્રાપ્તિ માટે આ દેવીની બાધા રાખવામાં આવે છે. થોડા વર્ષો પહેલા આ દેવીના સ્થાનકે ખૂબ જ પશુવધ પણ થતા હતા જે અત્યારે થતા નથી.

આદિવાસીઓમાં આ દેવી વિષેની દંતકથા પણ પ્રચલિત છે કે સૂર અસૂરની લડાઈમાં દેવી ઘવાયા અને ૬૪ ટીંપા લોહી નીળ્યું તેથી ૬૪ દીવા કરીને એનું પૂજન કરવામાં આવે છે.

બીજી દંતકથા એવી છે કે પાંડવ પત્ની દ્રોપદીને ''ખાપર માતા'' તરીકે ઓળખવામાં આવે છે. આ દેવી ''ખપ્પર જોગણી'' કહેવાય છે. તેઓ ૬૪ બહેનો હતી એવી એક પ્રચલિત માન્યતા છે.

**૧. દેવલીમાડી**

ડુંગરની દેવી ગણાય છે. તે સૌથી મોટી દેવી છે. સુખ, સમૃદ્ધિ, વંશવૃદ્ધિ માટે વ્યક્તિગત અને સામૂહિક પૂજા કરવામાં આવે છે.

**૨.અહિન્દો ડોગાર**

ડુંગરની ગુફાનો દેવ છે. આ દેવ સૌથી શક્તિશાળી દેવ છે. તે શારીરિક સુખાકારી, વંશવૃદ્ધિ, રિદ્ધિસિદ્ધિ

સર્વ પ્રકારની સમૃદ્ધિનો દેવ ગણાય છે. તેની સામૂહિક પૂજા કરવામાં આવે છે.

૩. ગોળીગઢ

દેવનું સ્થાનક ખેતરમાં હોય છે. પુરુષની ગોળી ચઢવાનો રોગ થયો હોય ત્યારે આ દેવના શરણે જાય છે. અને દુઃખ દુર થયે વ્યક્તિગત પૂજા કરવામાં આવે છે.

**૪. દુધ મોગરાદેવ**

એ ડુંગરની ગુફામા રહેતો દેવ છે. પશુઓ તથા ખેતીવાડી માટે તેની પૂજા વિધિ કરવામાં આવે છે.

**૫. પાંઢરમાતા**

એ ડુંગર દેવી ગણાય છે. તે આદિવાસીઓમાં વંશવૃદ્ધિ, રિદ્ધિ સિદ્ધિ માટે ઓળખાય છે. તેની ગામ લોકો સામૂહિક પૂજા વિધિ કરતા હોય છે.

## રોટી વહેવાર, ખાનપાન, આહાર વિહાર સંબંધી માન્યતા

ચૌધરીઓ દિવસમાં ત્રણવાર ખોરાક લે છે. સવારના તેઓ 'બાફણું' અને રાબડું લે છે. બપોરના જમણમાં સવારનો બાફણુ અને ભડકુ હોય છે. રાતના જમણમાં વાલ, વટાણા, તુવેર, અડદ, ચણા, મગ, ચોળી, જેવાં કઠોળ સાથે કોદરા, ચોખા, નાગલી, જુવાર અથવા ઘઉંના લોટના રોટલા ખાય છે. બાફણો, રાબડો, ભડકું

તૈયાર કરવા માટે કઠોળનો ઉપયોગ થાય છે. ચૌધરીઓ નાગલી અને કોદરાનો હવે બહોળા પ્રમાણમાં ઉપયોગ કરતાં નથી. આ વિસ્તારમાં જુવાર, ઘઉં અને તુવેરનો બધા ચૌધરીઓ રોજના ખોરાકમાં ઉપયોગ કરે છે.

ચૌધરીઓ માંસાહારી છે. તેઓ સામાન્ય રીતે મરઘા, બકરા, સસલાં, માછલા વગેરે ખાય છે. આ સિવાયના પશુ,પક્ષીઓને તેઓ ખાતા નથી. આ ઉપરાંત અન્ય પ્રાણીઓના માસ ખાય છે. જેઓ ધાર્મિક સંપ્રદાયોના સંપર્કમાં આવ્યા છે. તેઓ માંસાહારને હવે છોડતા જણાય છે.

ચૌધરીઓ પરંપરાગત રીતે ખોરાકમાં મુખ્યત્વે જુવાર, ચોખા, તુવર, વાલ ખાય છે. આ ઉપરાંત શાકભાજીમાં ઘર આંગણે ઉગાડવામાં આવતી ખાટીભાજી, રીંગણ, ડુંગળી, ટામેટા, વાલોળ વગેરે ખાવાના ઉપયોગમાં લે છે. શાકભાજી ખાવા કરતા અઠવાડિક હાટ બજારમાં વેચવાનું તેઓ વધુ પસંદ કરે છે. સારી આર્થિક સ્થિતિવાળા ખોરાકમાં દરરોજ જુવાર કે ચોખાનો રોટલો, દાળ-ભાત, શાક લે છે. જયારે નબળી સ્થિતિવાળા લોકો રોટલો, દાળ-ભાત ખાય છે. કવચિત શાક કે દાળની અવેજીમાં મરચાં કે ડુંગળી પણ ખાય છે. સામાન્ય રીતે ચૌધરી કુટુંબોમાં ભોજન પછી રાબડુ પીવાનું મહત્વ છે. જે ખાટી છાશમાં જુવારનો લોટ નાખી તેનો આથો લાવી બનાવવામાં આવે છે. ગરીબ કુટુંબો ક્યારેક માત્ર આ રાબડુ પીને પણ ચલાવે છે. આ ઉપરાંત ચોખા લોટને બાફીને બનાવવામાં આવતાં 'ઢેખળે', 'ગેપે' તેમની પ્રિય વાનગીઓ છે, જે વાર તહેવારે બનાવે છે. તેમના ખોરાકમાં હોટલોની સગવડોએ નવા સ્વાદને વિકસાવ્યા છે. ખાસ કરીને તળેલી કે ગળી વાનગીઓ તરફની નવી રુચિ વધેલી દેખાય છે. પરંપરાગત રીતે ચૌધરીઓના ખોરાકમાં તેલનો વપરાશ

નથી. પણ આજે નવા સ્વાદને લીધે શિક્ષિતોમાં તળેલી વાનગીઓ બનાવવાની અભિરૂચિ વધેલી દેખાય છે. આ ઉપરાંત અનાજમાં હવે ઘઉંનો વપરાશ શરૂ થયો છે. પરિણામે રોટલી, ભાખરી પૂરી તથા કવચિત લાડુ, શીરો વગેરે બનાવે છે. ઉપરાંત ચણાનો વપરાશ શરૂ થતાં તળેલાં ભજીયાં, સેવ વગેરે વાનગીઓ પરત્વેનું આકર્ષણ જોવા મળે છે.

સામાન્ય રીતે ચૌધરીઓના ખોરાકમાં પરંપરાગત રીતે દૂધ કે ઘીનો ઉપયોગ થતો નથી. પણ મુખ્યત્વે દહીં-છાશનો વપરાશ થાય છે. ચા કેટલાંયે વર્ષોથી તેમનામાં પ્રવેશેલી છે. આ ચા સામાન્ય રીતે દૂધ વગરની જ હોય છે. હાલમાં દૂધ મંડળી શરૂ થતાં દૂધ માટે ભેંસ રાખવાનું નવું વલણ વિકસતું જાય છે. દૂધનો ઉપયોગ ખોરાકમાં વધવાને બદલે તે દ્વારા કમાણી કરવાનો જ હેતુ તેમાં દેખાય છે. ચૌધરીઓ પરંપરાગત રીતે મરઘાં પાળે છે પણ મોટે ભાગે તે તેમના દેવદેવીઓના ભોગ માટે વપરાય છે. તેઓમાં માંસાહાર હોવા છતાં ઇડાં ખાવાનું કોઈ સ્પષ્ટ વલણ નથી. અમુક શિક્ષિત યુવાનો શહેરી વાતાવરણના સંપર્કમાં આવતાં બહાર ખાઈ લેતા હોય તેમ બને પણ ઘરમાં ખોરાક તરીકે તેનો સ્વીકાર હજુ થયેલો નથી. તેઓ પરંપરાગત રીતે દારૂ-તાડી પીએ છે. અંગ્રેજ અમલ દરમ્યાન આ વિસ્તારમાં પારસીઓનાં દારૂનાં મોટાં પીઠાંઓ હતા. આજે નશાબંધીને પરિણામે તે બંધ થયાં છે છતાં ખાનગી રીતે લાવીને કે ગાળીને પીવાનું હજી બને છે. તેમના સામાજિક અને ધાર્મિક જીવનમાં દારૂ-તાડીનું વિશિષ્ટ સ્થાન છે. ધાર્મિક દૃષ્ટિએ તે તેમના દેવોનું મહત્વનું પીણું ગણાય છે. દેવ જે પીએ તે પ્રસાદ તરીકે લેવું જોઈએ તેવી ધાર્મિક માન્યતાને કારણે આજે પણ તેમનામાં દારૂ-તાડી મહત્વના પીણાં તરીકે જોવા મળે છે. જેમણે દારૂ તાડી છોડયાં છે પણ પરંપરાગત ધાર્મિક-સામાજિક રિવાજો કે પૂજાઓ છોડયાં નથી. તેઓ પૂજા

વિધિમાં દારૂ કે તાડીને બદલે ચાનો ઉપયોગ કરે છે. આ રીતે દારૂ-તાડીનું સ્થાન ચાએ લેવા માંડયું છે. દેવીના વાનું ધાર્મિક આંદોલન, આઝાદી પહેલાનાં ગાંધીજી અને સરદારના દારૂબંધીના પ્રયત્નો વિવિધ રચનાત્મક સંસ્થાઓ દ્વારા દારૂબંધીનો પ્રચાર અને આઝાદી બાદ ગુજરાત રાજ્યમાં દારૂબંધી થવાથી દક્ષિણ ગુજરાતના આદિવાસીઓમાં તેની ઘણી સારી અસર થઈ છે. પરિણામે ચૌધરી અને અન્ય ગામીત, દૂબળા, ઘોડિયા વગેરે જાતિઓમાં પણ દારૂ-તાડી ન પીવા તરફનું વલણ વિકસેલું જોવા મળે છે. આથી ચૌધરીઓમાં દારૂ-માંસ ન લેનાર 'વર્જેલા' અને દારૂ-માંસ લેનાર તે 'સર્જેલા' આમ જુદાં જૂથો ઊભાં થયાં છે.

**ખેતી સંબંધી વિધિ**

ચૌધરી સમાજનો મુખ્ય વ્યવસાય ખેતી છે. ખેતીની શરૂઆત ખાસ કરીને ચોમાસાથી થતી હોય છે. ખેતીની શરૂઆત કરતા પહેલા સામાન્ય રીતે ફળિયાના દરેક ઘરેથી એક એક ખેડૂત સૌ સાથે મળે છે. અને કોઈ એક વ્યક્તિના ઘરે આંગણામાં થોડી જગ્યામાં કચરો અને છાણ ભેગા કરીને સળગાવવામાં આવે છે. પહેલો વરસાદ આવે ત્યારે કચરો અને છાણ સળગાવેલી જગ્યા ઉપર ખેડવામાં આવે છે. ખેડતા પહેલા બળદ, હળ અને હળહાંકનારને ચાંદલા વિધિ કરવામાં આવે છે. પછી તે જગ્યા ઉપર ખેડ કરવામાં આવે છે અને તેમાં ખાટીભાજી વાવે છે. ત્યાર બાદ ફળિયાના કે ગામના ખેડૂતો પોતાના ખેતરમાં ઓરણી કરવાનું શરૂ કરે છે.

## રોપણીની વિધિ

સામાન્ય રીતે આ વિસ્તારમાં ડાંગરની રોપણી કરવામાં આવે છે. ખેતરમાં રોપણી કરવી હોય તો સાટા પદ્ધતિથી કરવામાં આવે છે. ખેતરમાં તરૂ તૈયાર થઇ ગયો હોય તો તેને ઉખેડવા માટે ઘરના માલિક જ્યાં સુધી ચાર પુળા બનાવે નહિ ત્યાં સુધી બીજા બધા લોકો તેની રાહ જુવે છે અને ગીતો ગાતા હોય છે. જો ઘરનો માલિક આવીને ચાર પૂળા ઉખેડે છે ત્યાર પછી બધા કામે લાગે છે.

સાટા પદ્ધતિમાં ચાર પાંચ ઘરોના વ્યક્તિઓ ભેગા મળીને વારા ફરથી એક બીજાના ઘરે રોપણી કરવાનું નક્કિ કરે છે. પણ તેમાં જેના ખેતરે રોપણી કરવી હોય તે માલિક કદાચ ખેતરે આવતા મોડો થાય તો તેને આવ્યા વગર કામ શરૂ કરવામાં આવતુ નથી. સાટા પદ્ધતિમાં મજૂરી લેવામાં આવતી નથી. પણ એક બીજાને મદદ કરીને કામ પુરૂ કરવામાં આવે છે.

## પ્રજનન સંબંધી માન્યતા

ચૌધરી સમાજમાં જ્યારે લગ્ન થયા પછી સ્ત્રીને પૂનમના આગળના દિવસોમાં એટલે કે સુદ-પૂનમના સમયમાં સ્ત્રીને માસિક આવ્યું હોય અને માસિકપુર્ણ થયા પછી સ્ત્રી-પુરૂષ શરીર સબંધ બાંધે તે સમયે ગર્ભ રહે તો છોકરી જન્મે એવું માને છે. અમાસના આગળના દિવસોમાં અંધારીયામાં સ્ત્રીને માસિક આવ્યું હોય અને ગર્ભ રહે તો છોકરો જન્મે એવી માન્યતા છે. કુંવારા છોકરી -છોકરા ગુપ્ત રીતે ક્યારે શરીર સબંધ બાંધી દે અને તેના દ્વારા

જે સંતાન પ્રાપ્ત થાય તો સમાજના વડીલો બંન્ને પક્ષે ભેગા મળીને તેનો નિવેડો લાવવા માટે છોકરા-છોકરીના મા-બાપને સમજાવીને તેમના લગ્ન કરી આપવાનો નિર્ણય લેતા હોય છે. સમાજના કોઈ પણ પુરૂષ-સ્ત્રી શરીર સબંધી ભૂલ કરે તો સમાજ દ્વારા તેને દંડ કે સજા કરવામાં આવે છે.

**જાતીય સંબંધ**

ચૌધરી જાતિમાં અપરિણિત છોકરા છોકરીઓ જાતીય સંબંધથી જોડાય છે. તે તરફ મોટી ઉંમરના બહું ધ્યાન આપતા નથી. સરખી ઉંમરના છોકરા-છોકરીઓ સાથે હરે-ફરે સાથે ઢોર ચરાવવા જાય. રાત્રે નાચગાનમાંથી પણ સમય જોઈ બંને છટકી જઈને જાતીય સંબંધથી જોડાય છે. એટલે સમાજમાં અપરિણિત બાળકો જાતિય સંબંધથી જોડાય તે સ્વાભાવિક બની ગયું છે. આ જો જાહેર થાય અથવા છોકરીને ગર્ભ રહે તો બંનેને લગ્ન કરવું પડે છે. લગ્ન ન કરે તો પંચને દંડ આપી છૂટાં થઈ શકે છે.

સરખી ઉંમરના છોકરા છોકરીઓ અંદરો અંદર એક બીજાની મશ્કરી કરે છે. જાતીય સબંધ માટેની જુદી જુદી નિશાનીઓ કરે છે. બંનેમાં કોઈપણ જાતનો સંકોચ જોવા મળતો નથી સરખી ઉંમરના બાળકો લગભગ સાથે કોઈપણ જાતના બંધન સિવાય રહે છે, ફરે છે, રમે છે. નદીએ સાથે નહાય છે. છોકરીઓ ન્હાતાં પણ સંકોચ અનુભવતી નથી. તેઓ કૂવા-તળાવ પર ખુલ્લા શરીરે સ્તન ખુલ્લા કરી નાહવા બેસે છે. તે સિવાય ખાડીમાં પણ બ્લાઉઝ સિવાય ખુલ્લા દિલે છોકરા-છોકરીઓ સાથે સ્નાન કરે છે.

પરીણિત સ્ત્રી-પુરૂષોમાં જાતીય સંબંધ બીજા સાથે બાંધી ન શકાય. જો જાતીય સંબંધ બાંધતાં પકડાઈ

જાય તો છૂટાછેડા લે અથવા મારા-મારી કરે છે.

### રજસ્વલા સ્ત્રી

રજસ્વલા સ્ત્રીને અંગુળની કહે છે. એટલે 'નાહવાની' આ સ્ત્રી ચાર દિવસ સુધી ઘરની રસોઈ બનાવવી કે પાણી ભરવાનું કામ કરતી નથી. તે દિવસો દરમ્યાન તેને અપવિત્ર માનવામાં આવે છે. તે સ્ત્રી દેવની પૂજા કરવાની જગ્યાએ પણ ન જઈ શકે. તેનાથી કોઈ ધાર્મિક વિધિ પણ ન થઈ શકે. તેની સાથે જાતીય સંબંધ આ સમય દરમ્યાન રાખતા નથી.

જ્યારે 'નાહવાનું 'બંધ થાય ત્યારે ગર્ભ રહ્યો એમ માને છે. તે લગભગ બધાય સારી રીતે જાણે છે. જ્યારે કોઈ સ્ત્રીને ગર્ભ રહેતો ન હોય ત્યારે ભગત પાસે જઈને બાધાઓ લેવામાં આવે છે. કેટલીક વખત ગર્ભ ન રહેતો તે સ્ત્રીનો પતિ બીજી પત્ની કરે છે.

ગર્ભ રહે ત્યાંથી સુવાવડ સુધી કોઈ ધાર્મિક વિધિ કરવામાં આવતી નથી. હિન્દુ ધર્મમાં જેમ ગર્ભ રહ્યા બાદ ગર્ભાધાન-સાત માસે 'ખોળો ભરવાનો' સંસ્કાર કરવામાં આવે છે તેવો કોઈ સંસ્કાર કરવામાં આવતો નથી. પણ હાલમાં ખોળો ભરવાની વિધિ કોઈ કોઈ જગ્યાએ થતી જોવા મળે છે.

### ગુઢ વિદ્યા

મંત્રને ચૌધરીઓ 'મતર' કહે છે. તેઓ 'મંત્રો' માટે મતર-તતર જેવા શબ્દો વાપરે છે. મંત્ર તંત્રનું કોઈ

લેખિત સાહિત્ય હોતુ નથી. 'મંત્ર' એ ગૂઢ શક્તિ માનવામાં આવે છે. મંત્ર દ્વારા શક્તિઓને વિવશ કરવામાં આવે છે. મંત્ર ગુપ્ત અને વ્યક્તિગત હોય છે. મંત્ર દ્વારા કોઈ વ્યક્તિને સાપ, વિંછીનું ઝેર ઉતારવું એ ગુઢ વિદ્યા માનવામાં આવે છે. ભગત કોઈ વ્યક્તિનું દુઃખ મંત્ર દ્વારા દુર કરે તેને ભગતનાં મંત્રથી દુઃખ દુર થયુ તેમ માનવામાં આવે છે.

### મેલી વિદ્યા

કેટલાક લોકો મેલી વિદ્યામાં વિશ્વાસ ધરાવે છે. સ્ત્રીઓ ડાકણ વિદ્યા જાણતી હોય એવું માનવામાં આવે છે અને તે ડાકણો માણસ કે પશુને મંત્ર-તંત્રથી મારી ખાય છે. ડાકણની નજર લાગવાથી, મૂઠમારી એમ માનવામાં આવે છે. ડાકણ તેની વિદ્યાથી કૂતરુ, બિલાડી જેવા રૂપો ધારણ કરે છે અને તે અન્ય સ્ત્રીઓને શિખવતી હોય એવું માને છે. ડાકણ વિદ્યા શિખવા માટે સ્ત્રીઓ મોડી રાત્રે સ્મશાને કે જંગલમાં જતી હોય છે. જો સ્ત્રી પુરે પુરી ડાકણવિદ્યા શિખી જાય તો પછી તેને માણસ કે પશુના કાળજાને ખાવાની ઈચ્છા થાય છે. તેને કોઈપણ પ્રકારનો ભોગ મળવો જોઈએ એવું માનવામાં આવે છે.

### ચોખ્ખી વિદ્યા

કોઈ વ્યક્તિ બીમાર પડે કે કંઈપણ થાય એટલે તેને ભગત પાસે લઈ જવામાં આવે છે. દવા કરતાં ભગત પાસે ભકતાઈ કરાવવી વધારે માને છે. અને ભગતની દવાઓમાં વધારે વિશ્વાસ રાખે છે. ભગતની પાસે જાય એટલે ભગત ખાખરાના પાનમાં ચોખા નાખીને જોઈ આપે કે આને શું થયુ છે. જો કોઈ વળગણ લાગ્યું હોય તો

મંત્ર તંત્રથી દુર કરે છે. દિવસે ભગત જાય અને વિધિ કરે. માટી તેમજ લોટમાંથી ભૂતની મૂર્તિઓ જુદા જુદા આકારની બનાવે અને બીમારને સામે બેસાડી મંત્રો બોલી તેના પરથી લીમડો અને ઉમરના ઝાડની ડાળીઓ ફેરવે અને જોરથી અવાજ કરે.

ખાળે ગન વાટે ગનરા હંહં
ડોગરે કાગરે ગનરા હંહં
તીએ તુને નાગી ગનરા હંહં
તીયાય તુને ભોગધરી ને ધોરા હંહં
દુઃખ બેંડે ધરી નંધરા હંહં
હાજ હુથર કરી દેજે રા હંહં
હાનત ચાલત કરી દેજે રા હંહં

પછી ભગત મૂર્તિઓ ડાળાં અને મરઘું એકાંતરમાં લઈ જાય છે. આમ વિધિ કર્યા બાદ દુઃખ દુર થયા પછી મરઘું, બકરૂ, દારૂ વગેરેમાંથી જેની બાધા રાખી હોયે તે નક્કી કરેલ દિવસે બલિદાનમાં લે છે. ધાર્મિક ક્ષેત્રે ભગતનું સ્થાન ઘણું મહત્ત્વનું ગણવામાં આવે છે. ભગત એ ડૉક્ટર જેવું સ્થાન ભોગવે છે. નાનામાં નાના પ્રસંગે તેનું અગ્રીમ સ્થાન છે. ધાર્મિક ક્ષેત્રે તેનાથી લોકો ડરતા પણ હોય છે. કારણ કે તે મંત્ર તંત્ર જાણે છે. ચોખ્ખી વિદ્યાનું કામ ભગત જ કરે છે. જે માણસ, પશુ-પ્રાણીઓના વગેરેના દુઃખો દૂર કરવાનું કામ કરે છે.

## વારસાઈ

ચૌધરી સમાજમાં જમીન અને ઘરેણાં ઉપરાંત ઘરવખરી, ઓજારો, પશુ-પક્ષી, ઝાડ વગેરે મિલકતમાં ગણાય છે. ચૌધરીઓ પિતૃસત્તાક કુટુંબ વ્યવસ્થા ધરાવતા હોવાથી મિલક્ત કુટુંબના વડાને હસ્તક રહે છે. વડો જ્યાં સુધી જીવતો હોય ત્યાં સુધી તેના નામે મિલક્ત અને વહીવટ ચાલે છે. કુટુંબમાં સામાજિક, ધાર્મિક, ખેતી કે માંદગી કોઈ પણ ખર્ચમાં તેની સંમતિ અનિવાર્ય હોય છે.

કૌટુંબિક મિલક્તમાં વારસાઈનો અધિકાર લોહીના વંશજોને મળે છે. તેમના લેખિત બંધારણ અનુસાર પુત્ર કે પુત્રી બંનેને પિતાની મિલક્તમાં વારસદાર ગણવામાં આવે છે. છતાં વ્યવહારમાં હમેશા તેમ બનતું નથી. સામાન્યતઃ પુત્રો પિતાની મિલકતના સરખા ભાગીદાર બને છે. જયારે પુત્રીઓને પિતાની મિલ્કતના ભાગ બાબતે કોઈ અધિકાર જોવા મળતો નથી. કારણ કે પિતા પુત્રીના સાસરે માલમિક્ત કે જમીન જોઈને જ લગ્ન કરતો હોય છે એટલે જમીન કે મિલક્ત આપવાનો પ્રશ્ન આવતો નથી. કુટુંબમાં જો પુત્ર સંતાન ન હોય તો જ પુત્રીઓને પુત્રોની જેમ પિતાની મિલક્ત પર હક રહે છે.  જો પુત્ર સંતાન ન હોય અને માત્ર પુત્રીઓ જ હોય તો જે પુત્રી પિતાના ખતરાની દર વર્ષે પૂજા કરવાનું સ્વીકારે તેને વધુ ભાગ મળે છે. ચૌધરી સમાજ સાસરે ગયેલી કે ખંધાડ લાવેલી પુત્રી બંનેને પિતાની મિલકતનો સરખો હક આપેલો હોવા છતાં પિતાની સાથે નિકટનો દેખભાળનો કે સારા સંબંધો રાખનાર દીકરીને સ્વભાવિકપણે પિતા થોડો વધુ ભાગ આપતો દેખાય છે.

ચૌધરીઓમાં પુનઃલગ્નની છૂટ છે. રિવાજ પ્રમાણે પિતાનાં લોહીના સંતાનો મિલકતનાં સરખાં

અધિકારી બને છે. એટલે આગલી પત્નીનાં સંતાનો અને બીજી પત્નીના સંતાનોને પિતાની મિલક્તનો સરખો અધિકાર રહે છે. છતાં વ્યવહારમાં જે હયાત પત્ની હોય તેના સંતાનોને વધુ ભાગ મળતો દેખાય છે. જયારે અપર (જાવતાહા) સંતાનોને તો મિલક્તમાંથી કશો જ ભાગ મળતો નથી. આમ ચૌધરીઓમાં પુનઃલગ્નની સ્થિતિમાં આગલાં સંતાનોને પિતાની મિલક્તના સરખા ભાગમાંથી વંચિત રહે છે. તથા મિલક્તના અધિકાર માટે પિતૃત્વને જ મહત્વ અપાતું હોવાથી (જાવતાહા) સંતાનોની સ્થિતિ કફોડી દેખાય છે.

સામાન્યતઃ પિતા પોતાના મૃત્યુ પહેલાં મિલક્તના ભાગ વહેંચી આપે છે. પણ જયારે તેનું કુટુંબ પર પૂરું વર્ચસ્વ ન હોય તો અન્ય સગા કે મિત્રોનો સાથ લઈને મિલક્ત વહેંચવામાં આવે છે. જો પુત્રોમાં કુસંપ હોય તો ગામ પંચને બોલાવીને પણ મિલક્તના ભાગ પાડવામાં આવે છે. કદાચ પિતા હયાતના હોય તો મોટો ભાઈ મિલક્તના ભાગ પાડે છે. મિલક્તની વહેંચણીમાં ખેતીનાં સાધનો બળદ વગેરે વત્તાંઓછાં હોય તો એકબીજાને વહેંચવામાં આવે છે. અને પરસ્પર મદદ કરી ખેતી કરશે તેમ જણાવવામાં આવે છે. આવી મદદને તેઓ હાંડીન્ન અથવા હાંડલ પદ્ધતિ તરીકે ઓળખે છે. જમીન થોડી હોય તો બધા ભેગામળી સહિયારી ખેતી કરે છે અને ઉત્પાદન વહેંચી લે છે.

**પરંપરા**

વડવાઓની પરંપરા હાલમાં પણ આ સમાજ પોતે જાળવી રાખી છે. બાપ દાદા જે કાર્ય કરતા એ કાર્ય

વારસામાં તેના પુત્રમાં અવશ્ય આવતું હોય છે. બાપદાદા પટેલ હોય તો તેનો પુત્ર પણ પટેલ જ બનતો, જેના બાપદાદા પૂજારાપણું કરતા હોય તો તેનો પુત્ર પણ પૂજારાપણું કરે છે. બાપદાદા કોઈ કળા જાણતા હોય કે કરતા હોય તો તે કળા તેનો પુત્ર પણ કરતો હોય છે. આમ જે પરંપરા છે તે વારસાગત ચાલતી આવે છે.

**પિતાનું કર્જ**

જે રીતે મિલક્ત સરખે હિસ્સે વહેંચવામાં આવે છે તેમ કર્જ પણ સરખે હિસ્સેજ વહેંચવામાં આવે છે ઘરમાં કોઈ પ્રસંગ કે ખર્ચ કાઢ્યો હોય અથવા કોઈ કારણોસર કર્જ કર્યુ હોય તો તે દરેક પુત્રને મિલક્તની જેમ જ સરખે ભાગે આપવામાં આવે છે. આમ પિતાના હાથે થયેલું કર્જ પુત્રોને વારસામાં મળે છે અને તે ફરજિયાત પણે પુત્રને પૂરૂં કરવું પડે છે.

**વચન**

આદિવાસી સમાજમાં વહેંચણીના કોઈ પણ કાર્યોમાં લેખિત પુરવા કરવામાં આવતા નથી. પરંતુ બોલી કે વચન જ માન્ય ગણવામાં આવે છે. જો ભાઈઓ ભાઈઓમાં સારો સંપ હોય તો પિતા ઘરે બેઠા બેઠા જ નક્કી કરી દે છે મોટા છોકરાને આ ખેતર, નાનાને આ ખેતર, મોટાને આ બાજુનું ઘર, નાનાને આ બાજુનું ઘર આમ વચનથી જ નક્કી કરી દેતા હોય છે. જે વહેંચણીમાં બંન્ને પુત્રોને સમાન જ વહેંચણી કરે છે તેથી પુત્રો પણ તેણે સ્વીકારે છે.

### જમીન

જ્યારે પુત્રોને જમીનની વહેંચણી કરવામાં આવે છે ત્યારે મોટાભાગે ગામપંચ જમીનની વહેંચણી કરે છે. જો ખેતરો એક સરખા હોય તો દરેક પુત્રને અલગ ખેતર જ આપી દેવામાં આવે છે. પણ જો દરેક ખેતર નાના મોટા અને જમીન અલગ પ્રકારની હોય તો પછી દરેક ખેતરમાં બધાના ભાગ પાડવામાં આવે છે. જેથી દરેકને હિસ્સે સારી અને જો ખરાબ હોય તો તે જમીન બધાને સરખે હિસ્સે મળે જેથી કોઈ પણ પુત્રને અન્યાય ન થાય તેનું ધ્યાન રાખવામાં આવે છે.

### ઢોર ઢાંખર

ઢોર ઢાંખર ઉપર પણ કુટુંબના વડાનોજ અધિકાર હોય છે. ઘરમાં મોટાભાગે બળદ, ગાય, ભેંસ અને બકરા પાળવામાં આવતા હોય છે. જ્યારે પિતાની મિલક્તની વહેંચણી થાય ત્યારે ઢોરઢાંખરને પણ વહેંચી દેવામાં આવે છે. ઘરમાં જો બે જ બળદ હોય તો તેને વારાફરતી ખેતી કામમાં લઈ જવાનું નક્કી કરવામાં આવે છે. ઘણી વખત ઘરની વહુને પિયરમાંથી ગાય, ભેંસ કે બકરી આપવામાં આવી હોય તો તે જેને આપી હોય તેને જ આપી દેવામાં આવે છે જેમાં અન્ય ભાઈઓનો હક લાગતો નથી.

### ઔષધિયજ્ઞાન અને ઉપચાર

ઔષધિયજ્ઞાન અને તેના ઉપચારનું જ્ઞાન આ સમાજના વડવાઓ પાસે મૌખિક રૂપે ખૂબ છુપાયેલું છે.

ઝાડા, ઉલ્ટી, તાવ, માથુ જેવી નાની બિમારીઓમાં તેઓ ખાસ કરીને દવાખાને જતા નથી પણ ઘરમાં કે ગામમાં કોઈ ઔષધિય જ્ઞાનની જાણકાર વ્યક્તિ પાસે જઈ ઝાડમૂળીની દવા લઈ આવે છે. અને રોગમાંથી છુટકારો મેળવે છે. હાલમાં દવાખાનાની સગવડ આવવાથી મેડીકલની દવાઓનો ઉપયોગ કરે છે. અને કેટલાક રોગો તો હાલમાં પણ ઝાડમૂળીની દવાથી જ મટાડતા હોય છે.

## કરાર, બોલી/ કબૂલાત

સમાજના દરેક કાર્યોમાં લખાણ પ્રથા અસ્તિત્વમાં ન હતી. દા.ત. ખેતરમાં આવતા ઝાડવાઓ બે હિસ્સે સરખા ભાગ પાડવા હોય તો મોઢેમોઢે ખાલી કહી જ દેવામાં આવતુ કે આ ઝાડ આ વ્યક્તિનું અને આ ઝાડ આ વ્યક્તિનું તે રીતે બોલીથી જ નક્કિ કરી દેવામાં આવતું. કોઈને પશુની લે વેચ કરવાની હોય તો પણ આટલામાં આ પશુ આપી દીધુ કે લઈ લીધુ એવું ફક્ત વાતથીજ બંધાઈ જતા. ચાર પાંચ ઘરોનું જો ઝુમખુ હોય તો તે બધા વાતથી કે બોલીથી જ નક્કી કરી દેતા કે બધા સાથે મળીને એક જગ્યાએ કૂવો ખોદવું અને તેનું પાણી દરેકે પીવા, ન્હાવા, ધોવા, ઢોરઢાંખરને પાવા માટે વાપરવું તે ફક્ત બોલીથી જ બંધાઈને નક્કી કરી દેતા. તેમાં કોઈ લખાણ પ્રથા કરવામાં આવતી નથી. સામાન્ય રીતે જોતા લગ્ન જેવી પ્રથામાં ખંધાડીયા લગ્ન પ્રથા પણ આ રીતે જ થાય છે.

આ પ્રથામાં છોકરાની આર્થિક પરિસ્થિતિ સારી ન હોવાને પરીણામે લગ્ન પછી છોકરો સાસરીના ઘરમાં રહેવા માટે જાય છે. જેમ સામાન્ય લગ્ન પ્રથામાં છોકરી લગ્ન પછી છોકરાના ઘરે રહે છે તેમ આ લગ્નમાં છોકરો લગ્ન પછી છોકરીના ઘરે રહે છે. અને છેવટે સસરાના મૃત્યુ પછી છોકરીના નામે અથવા તો જમાઈ (ખંધાડિયા)

ના નામે બધી મિલક્ત થતી હોય છે. આવા પ્રકારના ઘણા બધા કાર્યોમાં ગામપંચ કે ફળિયાના ઉંમર લાયક વ્યક્તિઓ આ નિર્ણય લેતા હોય છે અને તેને માન્ય પણ રાખવામાં આવે છે. જે કરાર ફક્ત બોલીના આધારે જ થતો હોય છે. તેમાં કોઈ પણ પ્રકારનું લખાણ કરવામાં આવતું નથી. આથી આ સમાજમાં પંચને ખૂબ મોટુ સ્થાન આપવામાં આવે છે અને પંચ બોલીના નિર્ણયને આખરી નિર્ણય ગણવામાં આવે છે.

**ખંધાડિયા**

આ સમાજમાં ખંધાડિયા પ્રથા જોવા મળે છે. ખંધાડિયા લગ્ન પ્રથાને 'સેવા દ્વારા લગ્ન' તરીકે પણ ઓળખવામાં આવે છે. આ પ્રથામાં જમાઈ દીકરી માટેની રમક ચૂકવતો નથી. તેને બદલે તે સાસરીના ઘરમાં રહે છે. અને તેઓને માટે કામ કરે છે. જમાઈની આર્થિક પરિસ્થિતિ સારી ન હોવાને કારણે તે ખંધાડિયા (ઘરજમાઈ) લગ્ન કરે છે. ધનિક ખેડૂતોને માટે આ કરાર લાભદાયી હોય છે. તેઓના ખેતરમાં કામ કરવા માટે મજુરોની જરૂર હોય છે. તેથી પોતાની દીકરી માટે ખંધાડિયો પસંદ કરીને તે જરૂરી મદદ મેળવે છે. અને પોતાના ઘડપણમાં પોતાની દેખભાળ થાય તેવી આશા રાખે છે. લગ્ન પછી દીકરી તેના ઘરે જ રહે છે. અને ઘરની બધી જવાબદારી સ્વીકારે છે.

ખંધાડિયા લગ્નમાં લગ્નનો ખર્ચ છોકરીનો બાપ ભોગવે છે. તેને 'વાવલું' તરીકે ઓળખાતો જમીનનો ટુકડો જમાઈ તેમજ તેના થનાર બાળકો માટે આપવો પડે છે. ખંધાડિયાને તેના સસરાને ત્યાંથી ખાવાનું અને કપડાં મળતા હોય છે. વધારાના ખર્ચને પહોંચીવળવા માટે તે વાવલુ ખેડીને પહોંચી વળે છે. પરંતુ બધા ખંધાડિયાને

વાવલું આપવામાં આવતું નથી. તે વાવલુની જમીન મળતી હોય તે મોટે ભાગે તેની પત્નીના નામે અથવા જીવીત સસરાના નામે હોય છે.

## સમાજનો પંચ/ કાનૂન

કોઈપણ સમુદાયના સંચાલન માટે કોઈને કોઈ પ્રકારનું વ્યવસ્થાતંત્ર આવશ્યક હોય છે. તે તેના સભ્યોના વર્તનની આચાર સંહિતાને નિશ્ચિત કરી વ્યક્તિગત તેમજ સામુદાયકિ વર્તન-પ્રણાલિકાને નિયંત્રિત કરે છે. આદિવાસી સમુદાયોમાં આવી વ્યવસ્થા જાતિપંચો તરીકે ઓળખાતી આવી છે. એમાં ગામ કે જાતિનો આગેવાન નિમાય છે અને તે ગામનું સંચાલન કરે છે. ચૌધરી જાતિમાં પરંપરાગત રીતે તેમની જાતિનું આગવું જાતિપંચ-સંગઠન શરૂઆતના તબક્કામાં હતું નહિ. જાતિપંચનું અસ્તિત્વ અંગ્રેજ અમલ દરમિયાન થયું છે.

આદિવાસી સમાજ પાસે ઓછાવત્તા અંશે જમીન હોય છે તો જમીનની લે-વેચ કરવું હોય, જમીન ભાગ પાડવુ હોય, પિતા હયાત હોય ત્યાં સુધી બધી સંપત્તિ પર પિતાનો અધિકાર હોય છે. પિતાના મૃત્યુ બાદ પુત્રનો અધિકાર આવે છે. જેમાં એકથી વધારે પુત્રો હોય અને પિતાની મિલક્ત સરખે હિસ્સે ભાગ પાડવાની હોય ત્યારે સમાજની પંચને બોલાવવામાં આવે છે. ગામમાં કોઈ સ્ત્રી-પુરૂષના ઝઘડાઓ હોય જેમ કે કોઈ પુરૂષ કોઈ સ્ત્રીને લઈને ભાગી ગયો હોય અથવા લગ્નગ્રંથીથી જોડાયેલ સ્ત્રી-પુરૂષો પણ કોઈ કારણસર ઝઘડાતા હોય તેવા સંજોગોમાં બે ગામની જાતિપંચો ભેગી મળીને કરાર કરે છે. અને તે બંન્ને પક્ષે માન્ય પણ રાખવામાં આવે છે. જો કોઈ ગામમાં સમાજની વ્યક્તિ ચોરી કરતાં પકડાઈ જાય તો તેને યોગ્ય સજા આપવાનું કામ પણ આ જાતિપંચ કરતું હોય છે.

આમ સમાજનું આખુ બંધારણ આ જાતિ પંચના આધારે ચાલતું હોય છે. જે સમાજના ધાર્મિક કે સામાજિક કાર્યોમાં  પોતાનું આગવું પ્રભુત્વ ધરાવે છે. સમાજમાં તેનાથી ઉપરી સ્થાન કોઈને પણ આપવામાં આવતું નથી.

**હૂન્નર કલા (આવડત)**

કલા આદિવાસીના જીવનનો એક ભાગ છે. તેમની જીવનશૈલી સાથે કલા જોડાયેલી છે. જેવા કે ખેતીકામ માટે લાકડામાંથી ઓજારો જાતે બનાવવા, વાર તહેવારે , ધાર્મિક પ્રસંગે, લગ્ન પ્રસંગે અલગ અલગ પ્રકારના વાદ્યો વગાડવા અને પ્રસંગને અનુરૂપ તેમાં સંગીત વગાડવું, જે સંગીત કે તાલના આધારે નૃત્ય પણ પ્રસંગોપાત અલગ અલગ ચાળાથી કરવામાં આવે છે. મહત્વની વાત તો એ છે કે તેમના ઉપયોગી વાદ્યો તેઓ જાતે બનાવતા હોય છે. ચૌધરી સ્ત્રીઓ પોતે પોતાના ઘરને માટીની અલગ અલગ ભાતથી લીંપણ કરતા હોય છે. તેઓ સાવરણી અને સાદડી જાતે બનાવતા હોય છે. આમ ચૌધરી સમાજમાં તેમની વિશિષ્ટ કોઇ આવડત નથી પણ જીવન જરૂરિયાત પ્રમાણેની વસ્તુઓ તેઓ જાતે બનાવી લેતા હોય છે.

**પશુ-પંખી વિશેનો દષ્ટિકોણ :**

**૧. સહાયકઃ**

**વરસાદની આગાહી આપનારા**

જ્યારે ચોમાસાનો સમય હોય ત્યારે ચોસામાની શરૂઆતના સમયમાં ટીટોડી નામનું પક્ષી જમીન ઉપર ઈંડા મુકે છે. તે જેટલા ઈંડા મુકે તેટલા માસ વરસાદ પડશે એવું નક્કિ કરવામાં આવે છે. મોટાભાગે આ પક્ષી ત્રણ કે ચાર ઈંડા મુક્તુ હોય છે. ત્રણ ઈંડા હોય તો ત્રણ માસ વરસાદ પડશે અને ચાર ઈંડા હોય તો ચારમાસ વરસાદ પડશે એવું નક્કિ કરે છે. જો ચાર ઈંડા હોય અને તે ઉભા મુક્યા હોય ત્યારે ચારે માસ વરસાદ ખુબ સારો પડશે એવું માનવામાં આવે છે. વાદળો ચઢતા હોય એવા સમયમાં દેવધીરૂ નામનું પક્ષી સતત બોલ્યા કરે ત્યારે એવું માનવામાં આવે છે કે આજે ચોક્કસ વરસાદ આવશે અને વરસાદ આવે પણ છે. આમ પક્ષીઓ ખેડૂતને વરસાદની આગાહી આપવામાં સહાયક થાય છે.

**ખેતીમાં મદદ કરનાર પશુઓઃ**

ચૌધરી જાતિમાં ખેતી સામાન્ય રીતે બળદથી કરવામાં આવે છે. અને ઘરમાં દૂધ માટે ગાય, ભેંસ તથા બકરાં પાળવામાં આવે છે. આ દરેક પશુઓનું ગોબર (છાણ) ખેતરમાં નાંખવાથી જમીન પોચી અને ફળદ્રુપ બને છે. જેથી પાકમાં વરતારો પણ સારો આવે છે. આમ પશુઓ ખેતીમાં મદદ કરે છે.

**શુકનિયાળ**

શુક્ન કાઢવાની પ્રથા પહેલાના સમયમાં આ સમાજમાં ન હતી પણ હાલમાં આ પ્રથા જોવા મળે છે. શુક્ન કોઈ સારા કાર્ય માટે જતા હોય ત્યારે જ કાઢવામાં આવે છે. અન્ય કોઈ જગ્યાએ જતા હોય ત્યારે કાઢવામાં આવતા નથી. દા.ત. કોઈનું લગ્ન જોડવા જતા હોય ત્યારે ગાયોનું ટોળુ સામે મળે, નોળિયો આગળ સરકી જાય,

કાંતો પાણીનું બેડુ ભરેલી સ્ત્રી સામે મળી જાય તો શુક્ન થાય આમ માનવામાં આવે છે. અને આ રીતે શુકન થાય તો જે કાર્ય માટે જતા હોય તે કાર્ય સારી રીતે પુરૂ થશે એમ માનવામાં આવે છે.

**૧. અપશુકનિયાળ**

શુકનની જેમજ અપશુકન પણ હોય છે. દા.ત. કોઈનું લગ્ન જોડવા જતા હોય અથવા સારા કાર્ય માટે કોઈ જગ્યાએ જતા હોય ત્યારે તેઓની આગળ બિલાડી રસ્તો ઓળંગી જાય, ખાલી બેઢે પાણીની પણિયારી મળે તો અપશુક્ન થયાં એમ માને છે. જેનાથી તે કાર્ય સારી રીતે પુરૂ ના થાય અથવા તેમાં અવરોધ આવશે એમ માનવામાં આવે છે.

**વનસ્પતિ જગત**

દિવાળીના તહેવારમાં વાઘબારસના દિવસે ચૌધરી સમાજમાં ગામમાં ભગત તરીકે ઓળખાતો વ્યક્તિ ઓસડ તૈયાર  કરે છે. ઓસડ તૈયાર કરવા માટે ભગત ખેતરો કે જંગલમાં જઈને આંબો, આમલી, લીલી ગરમાળો, બહોડા, બિજોરા, આંબલી, ખેર, લીમડો, નીલગીરી, ખાખર, આંકડો વગેરે વૃક્ષો અને કમરદા, કંટોલા, કાંટાળી, ભૂઈ રીંગણી જેવા છોડના પાંદડા, છાલ, કંદ મૂળ જેવા પાંત્રીસથી ચાલીસ જાતના વૃક્ષો કે છોડના છાલ, પાન, કંદમૂળ ભેગા કરે છે. બેગા કરેલી છાલ, પાન, કંદમૂળને વાટીકૂટીને તેમાંથી એક રસ તૈયાર કરવામાં આવે છે. આમ રસ તૈયાર થાય એટલે ગામના બધા વ્યક્તિઓ આ ભગતના ઘરે તૈયાર કરેલો રસ લેવા

માટે જાય છે. જે રસ લાવીને ઘરમં બધે છાંટવામાં આવે છે.

**વિશિષ્ટ માન્યતા**

અન્ય સમાજની જેમ ચૌધરી સમાજ પણ પોતાની કેટલીક વિશિષ્ટ માન્યતાઓ ધરાવે છે જેમાં.

**૧.** મધના પૂડામાં જો વધુ રસદાર મધ ભરાયુ હોય ત્યારે ચાલુ વર્ષે વધુ વરસાદ આવશે એમ માને છે.

**૨.** કેસુડાના ફૂલ વધારે આવે ત્યારે વરસાદ સારો આવે એમ માને છે.

૩. કપડામાં વધુ જૂ પડે તો આ વર્ષે જુવાર વધુ પાકશે એવું માને છે.

## કુટુંબના અને સગપણના સંબંધો અને તેનું મહત્વ

પહેલાના સમયમાં વસ્તી ઓછી હોવાને કારણે ગામમાં ખૂબ ઓછા ઘરો જોવા મળતા અને તે પણ છુટા છવાયા. ધીમે ધીમે વસ્તી વધવાથી હાલના સમયમાં એકજ ઘરનું આખુ ફળિયું પણ બની ગયેલું જોવા મળે છે. જે એક કુટુંબ તરીકે ઓળખાય છે. આ કુટુંબમાં જે ઉંમર લાયક પુરૂષો હોય તેને કુટુંબના વડા તરીકે માનવામાં આવે છે. કુટુંબના ધાર્મિક, સામાજિક અથવા ગમે તે કાર્યો કે પ્રસંગોની વાત હોય તો સૌ પ્રથમ વડાને જાણ કરવામાં આવે છે. અને તેમના પાસેથી જરૂરી સૂચનો લેવામાં આવે છે. તેની સલાહ સૂચન મુજબ આગળનું કાર્ય કરવામાં આવે છે. કુટુંબમાં કે અન્ય જગ્યાએ નાના મોટા ઝઘડા થયા હોય તો તેના નિવારણ માટે પણ બંન્ને પક્ષના

વડાઓજ નિર્ણય લે છે. જે સમાજને માન્ય પણ રાખવું પડે છે.

કુટુંબમાં વડાને જેટલું માન આપવામાં આવે છે તે રીતે ઘરમાં માતા પિતાનું સ્થાન ઉંચુ ગણવામાં આવે છે. ઘરના ખેતીના કે અન્ય કોઈ પણ કામ તેમના કહ્યા મુજબ જ કરવામાં આવે છે. ઘરની બહારના સામાજિક કે અન્ય કોઈ પણ કાર્ય હોય તેમાં પિતા સહભાગી થતા હોય છે. ઘરમાં થોડી ઘણી મૂડી હોય, ઘરેણા હોય તેને સાચવવાની જવાબદારી માતા રાખતી હોય છે. રસોડાના સામાનથી લઈને ઘરમાં નાની મોટી ચીજો લાવવા મુકવાનું જે આખુ કામ હોય તે માતા સંભાળતી હોય છે. એટલે કે ઘરમાં પિતા કરતા માતાનું સ્થાન ઉંચુ હોય છે.

ઘરમાં એક પિતાના એક કે તેથી વધુ સંતાનો હોય તો પણ દરજ્જો બધાને સરખો આપવામાં આવે છે. પુત્રીને સાસરે વળાવી હોય તો તેણે શક્ય હોય તો ગાય કે ભેંસ અથવા સગવડ પ્રમાણે નાની મોટી રકમ લઈ આપે છે પણ જમીનનો ભાગ આપવામાં આવતો નથી. ત્યાર બાદ જમીન કે ઘરની જે મિલક્ત હોય તે બધા પુત્રોને સરખે હિસ્સે આપવામાં આવે છે. વાર તહેવારે કે કોઈ સારા પ્રસંગે પોતાના દરેક સગાવ્હાલાઓને બોલાવવામાં આવે છે. ઘરમાં કોઈ વ્યક્તિ બિમાર હોય તો પણ દરેક સગા વ્હાલા તેની ખબર લેવા માટે આવતા હોય છે. ઘરમાં કોઈ કારણસર આપત્તિ આવી પડે તો સગાવ્હાલા તેઓને મદદ કરતા હોય છે. ઘરમાં કોઈ પુત્ર કે પુત્રીના લગ્ન કરવાના હોય તો પણ સગા સંબંધીઓની રાય લેવામાં આવે છે. બધાને અનુકુળ આવે તો જ તે વાતને સ્વીકારમાં આવે છે. આમ કુટુંબ અને સગપણ પ્રથા ઘરમાં અને સમાજમાં ખુબ ગાઢ રીતે સંકળાયેલ જોવા મળે છે.

## મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)

મિત્રતામાં એક વ્યક્તિની સાથે બીજા વ્યક્તિનું મૈત્રીપણું જોવા મળે છે. પોતાના અંગત કામમાં સાથ સહકાર આપનારને મિત્ર ગણવામાં આવે છે. કાંતો સુખ દુઃખમાં કે આપત્તિના સમયે સાથ સહકાર આપતો હોય તેને મિત્ર ગણવામાં આવે છે. જ્યારે કોઈ વ્યક્તિ પોતાનો વિસ્તાર છોડીને અન્ય જગ્યાએ ગયો હોય ત્યાં પોતાના વિસ્તારનો કોઈ પણ જાતિનો માણસ મળી જાય ત્યારે પોતાપણું જોવા મળે છે. જે તેના માટે તે સ્થળે મિત્ર બને છે. આમ ઘરના સભ્યને તેઓ પોતાનું માને છે અને બીજા ઘરનાને તેઓ પારકું માને છે. બીજા ગામના વ્યક્તિઓ જે સબંધી ન હોય તો તેણે તેઓ પારકું ગણતા હોય છે. પરંતુ ભૌગોલિક દૃષ્ટિએ દૂરના વિસ્તારમાં બીજા ગામની વ્યક્તિ મળી જાય, જે સબંધી ના હોય તો પણ ઘરની વ્યક્તિને મળ્યાનો જેટલો જ આનંદ તે વ્યક્તિને મળતા અનુભવે છે. આ સ્થળે વિસ્તારની દૃષ્ટિએ તેને તેઓ પોતાના કે લોહીના ગણે છે અને એ પ્રમાણે વર્તન કરે છે.

દુશ્મન તેમના મતે જમીન, મકાન કે સામાજિક કોઇ ઝઘડા થયા હોય તેવા પ્રકારે સમાજમાં દુશ્મનાવટ વધારે જોવા મળે છે. ઝઘડાના કારણ સિવાય કોઇને તેઓ મોટાભાગે દુશ્મન ગણતા નથી.

## વિશ્વના તત્વોની જીવન પર અસર વિશે માન્યતા

સામાન્ય રીતે આ સમાજ પ્રકૃતિ પૂજનમાં વધારે માને છે. તેમાં સૂર્ય, ચંદ્ર, આકાશ, તારા, જળ, પૃથ્વી, વાયુ આ બધાને દેવ સમાન માનવામાં આવે છે. જેના વગર પોતાનું જીવન શક્ય નથી એમ તેઓ માને છે. પણ

કેટલીક વખત ભારે વરસાદથી પૂર આવવું, ભારે પવનથી ઝાડવાઓને, ઘરોને કે ખેતીવાડીને નુકશાન થવું, ધરતીકંપ થવું જેવી કુદરતી આપત્તિઓ આવે ત્યારે કુદરત લોકો ઉપર રૂઠી એમ માનવામાં આવે છે. પૃથ્વી, જળ, વાયુને તેઓ દૈવી તત્વ માનતા હોવાને કારણે સવારમાં ઉગતા સૂર્યની સામે મોં રાખીને પેશાબ કે ઝાડા ન કરવા આમ તેઓ માને છે. નદિને તેઓ માતા સમાન ગણતા હોવાથી નદીમાં પેશાબ કે ઝાડા કરવા ન બેસાય એમ માનવામાં આવે છે. ચંદ્ર અને તારા વિશે પણ તેઓની ઘણી બધી માન્યતાઓ જોડાયેલી છે.

## અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

પહેલાના સમયમાં દરેક વ્યક્તિઓને સરખાજ ગણવામાં આવતા હતા. કોઈ કોઈનાથી ઉંચા કે નીચા છે એવું કાંઈ હતું નહિ. દરેકના ઘરે જવું, આવવું, ઉઠવું, બેસવુ, ખાવુ, પીવું એ બધુ ચાલતુ હતું. પણ ધીરે ધીરે શિક્ષણ પ્રથા આવવાથી સમાજમાં ઉંચનીચના ભેદભાવો ઉભા થયા એમ માને છે. જે શિક્ષિત વ્યક્તિઓ છે તે પોતાને ઉંચા અને જે શિક્ષિત નથી તે નીચા એવું માનવા લાગ્યા. કારણ કે શિક્ષણના પરીણામે શિક્ષત લોકોની રહેણી કરણીમાં બદલાવ આવ્યો તેથી શિક્ષિત વર્ગ ઉંચો ગણાવા લાગ્યો અને જે લોકો પાસે શિક્ષણ ન હતુ કે નોકરી ધંધો ન હતો તે લોકોને પોતાના ઘરે કામ કરવા બોલાવતા એટલે ધીમે ધીમે આવી કામ કરવાની પ્રથાને લીધે અલગ અલગ જરૂરિયાતો ઉભી થઈ. તેમાં એવું થયુ કે કોઈ વ્યક્તિને આજ કામ કરવું એવું નક્કિ થઈ ગયું. તેથી જાતિ પ્રથા ઉદ્ભવી એમ તેઓ માને છે. કોટવાળીયા, ગામીત, ઢોડીયા જાતિઓમાં ઉંચ નીચના ભેદભાવ

જોવા મળે છે. ચૌધરીઓમાં ભેદભાવ છે પણ ખૂબ ઓછા પ્રમાણમા જોવા મળે છે.

## પવિત્રતા અને અપવિત્રતા

### જગ્યા

ઘરના બાંધકામ સમયે ખાતમુહૂર્ત, પાયાની થાંભલી રોપવી, દરવાજાનું ચોકઠુ ઉભુ કરવું, મોભની થાંભલી ઉભી કરવી આવા દરેક સમયે પૂજા વિધિ કરવામાં આવે છે. અને ઘર તૈયાર થયા પછી પણ કંસરી દેવીનું જ્યાં સ્થાનક હોય તે સ્થળ તેમજ રસોઈ કરવાની જગ્યાને પવિત્ર માનવામાં આવે છે. આ જગ્યાએ કોઈ વ્યક્તિએ ચંપલ, બુટ પહેરીને જવું નહિ એવું માને છે. દિવાળી જેવા તહેવારે ઘરના દરેક ભાગોને પવિત્ર માનીને તેની પૂંજા વિધિ કરવામાં આવે છે.

### સમય

સારા કાર્ય માટે સમયને ધ્યાનમાં રાખવામાં આવે છે. ખાસ કરીને સવારનો સમય પવિત્ર માનવામાં આવે છે. જે સમય તેમના દિવસ દરમિયાનના રોજીંદા કાર્યોમાં પણ અનુકુળ હોય છે. કોઈ એવુ કાર્ય હોય તો સૂર્ય ઊગે ત્યારથી લઇ બપોરનો સમય થાય ત્યાં સુધી સારા કાર્યો થઇ શકે આમ માને છે. કારણ કે આ સમય દરમિયાન સૂર્ય ઉપર ચઢતો હોય છે. આવો સમય સારો હોવાનું માનવામાં આવે છે. જ્યારે બપોર પછી સૂર્ય નમતો હોય છે. તેથી નમતા સૂર્યના સમયે સારા કાર્યો ઓછા પ્રમાણમાં કરતા હોય છે. અમુક વિધિ વિધાનના કાર્યો હોય તો

તે જેતે ચોક્કસ સમયે જ કરતા હોય છે.

**વ્યક્તિ**

ચૌધરી સમાજમાં વિધવા સ્ત્રીને અપવિત્ર માનવામાં આવે છે. કોઈની સગાઈ કરવા જતી વખતે તે સ્ત્રી સામી મળે તો એ કાર્યમાં કોઈ વિઘ્ન આવશે અથવા એ કાર્ય સારી રીતે પુરૂના થાય એમ માને છે.

**સ્ત્રી-પુરૂષ,બાળક**

આદિવાસી સમાજમાં જ્યારે બાળકનો જન્મ થાય ત્યારે તેને અપવિત્ર માનવામાં આવે છે. ચાર પાંચ દિવસ પછી પચુરાની વિધિ કર્યા બાદ બાળક પવિત્ર થયુ એમ માનવામાં આવે છે. સ્ત્રીને સુવાવડ થયુ હોય ત્યારે સવા મહિના સુધી તેને અપવિત્ર માનવામાં આવે છે. તેટલા સમય સુધી તે ઘરના કે રસોડાના કેટલાક કામ કરી શકતી નથી. સવા મહિનો પુરો થયા પછી જ તે આ કામો કરી શકે છે. અને સ્ત્રી જો માસિકમાં બેઠી હોય તેટલા દિવસ તેને અપવિત્ર માને છે. એ સ્ત્રીને આ દિવસો દરમિયાન ઉઠવા, બેસવા, સુવા માટેની અલગ જગ્યા હોય છે. આવી સ્ત્રી રસોઈ કરવાની જગ્યાએ પણ જઈ શકતી નથી.

**કુદરતી તત્વો**

આદિવાસી સમાજ પ્રાકૃતિક તત્વો સાથે આદિકાળથી જોડાયેલો છે. પ્રાકૃતિક સંશાધનો એ તેમના માટે સર્વસ્વ છે. ડુંગર, નદિ, ઝાડવા, સૂર્ય, ચંદ્ર, આકાશ, તારા આ દરેક કુદરતી તત્વોને તેઓ પવિત્ર માને છે.

**વનસ્પતિ**

ચૌધરી સમાજ ખેતી સાથે સંકળાયેલો હોવાથી તે પ્રકૃતિના દરેક તત્વો સાથે કોઈના કોઈ રીતે જોડાયેલો છે. જેમા વનસ્પતિ જગતની દવા તરીકે ઉપયોગ કરતો હોવાથી વનસ્પતિ જગતને પવિત્ર માને છે. સમડી, પીપળો, ઉમરો, ચંદન, દરોચી, વડ, આસોપાલવ વગેરે વનસ્પતિને તેઓ ખૂબ પવિત્ર દૃષ્ટિથી જુએ છે. કારણ કે ઘણા ખરા વૃક્ષો નીચે આ સમાજના દેવી દેવતાના સ્થાનકો પણ  આવેલા હોય છે. તેમજ મૃત્યુ સમયે જ્યારે સ્ત્રીઓ નદિએ કે પાણી હોય તેવી જગ્યાએ સ્નાન કરવા જાય ત્યારે માથામાં અથવા પાણીમાં દરોચી નાંખીને જ સ્નાન કરતી હોય છે. આમ કોઈને કોઈ રીતે વનસ્પતિ જગતને તેઓ પવિત્ર માને છે.

ઔષધ લેવા જાય છે ત્યારે પોતાનો પડછાયો જેતે વૃક્ષ કે છોડની શાલ, મૂલ ઉપર પડવા દેતા નથી. આ રીતે ઔષધ લીધા પછી તેનો દવા તરીકે ઉપયોગ કરે છે.

**પ્રાણી**

પશુ કે પ્રાણીઓના કેટલાક સંકેતોને પણ આ સમાજ માને છે. જેમ કે કુતરો એ આદિવાસી સમાજનું પાલતું પ્રાણી છે. પરંતુ કુતરાને ઘરની અમુક જગ્યાએ જવા દેવામાં આવતું નથી. કારણ કે તે ઘરમાં રસોઇની જગ્યાએ જઇ રસોઈ ચાટી જાય તો તે રસોઈ અપવિત્ર થઇ એમ માનવામાં આવે છે. બે પાંચ વ્યક્તિઓ બેસીને કોઈ સારી વાત કરતા હોય અને બાજુમાં કૂતરુ બેઠુ હોય ત્યારે જો કૂતરુ કાન ફફડાવે ત્યારે માને છે કે એ કાર્ય સારી રીતે પૂરૂ

થઈ જશે અને જો કુતરુ દિવસ કે રાત્રીના કોઈ સમયે આકાશ બાજુ જોઈને લાંબા અવાજે રડતુ (ઉનાતુ) હોય ત્યારે ગામ, ફળિયા કે સગાવ્હાલામાં કોઈનું મૃત્યુ થશે એમ માને છે. જ્યારે કોઈ સારા કામ માટે જતા હોય અને ઘરની બહાર નીકળતા બિલાડી રસ્તો ઓળંગી જાય તો અપશુકન થયા એમ માનવામાં આવે છે.

### ડાકણ-ભૂત-પ્રેત

ડાકણને અપવિત્ર માને છે. કારણ કે ડાકણએ મેલી વિદ્યા જાણતી હોય છે. તે કોઈપણ માનસ કે પશુઓને નડતી હોય છે. તેથી સમાજમાં તેનું સ્થાન નીચું હોય એવું માનવામાં આવે છે. અને આ સમાજ ભૂત પ્રેતમાં પણ માને છે. કોઇ પણ વ્યક્તિનું જો આકસ્મિક મૃત્યુ થાય તો તેનો આત્મા ભૂત બને એવી માન્યતા છે.

## મનોરંજનની રીતો

ચૌધરી સમાજના લોકો પોતાના મનોરંજન માટે લગ્નમાં ભેગા થઈને નાચવું, ભેગા મળીને ગીતો ગાવા કે હરખીએ નાચતા નાચતા જવું, હોળી, દિવાળી, મેળા જેવા ઉત્સવોમાં બધા સમૂહમાં મળીને પ્રસંગને અનુરૂપ ગીતો ગાવા કે નાચવુ, કેટલાક પ્રસંગોમાં વાદ્યો સાથે નાચતા હોય છે. આમ અલગ અલગ રીતે મનોરંજન મેળવતા હોય છે.

બાળકોમાં ખાસ ગમ્મત કરવાની રીત જોવા મળે છે. કોઈને અલગ નામથી ગમ્મત દ્વારા ખિજવતા હોય

છે. કોઈ વ્યક્તિને ચિડવવા માટે રૂમાલ ખેંચવો, કોઈનું વસ્તુ લઈ લેવી જેવી બાબતમાં બાળકો ગમ્મત કરતા હોય છે. જ્યારે લગ્ન જેવા નૃત્યના કોઇ પ્રસંગે આગળ મોટા સ્ત્રી પુરૂષો નાંચતા હોય છે અને બાળકો તેમની પાછળ નાચતા જઈને આનંદ મેળવતા હોય છે.

## સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ચૌધરી સમાજના લોકો પોતાની જીવન જરૂરી ચીજવસ્તુઓ જેવી કે, સાદડી, સાવરણી બનાવવી એ પોતાની આવડત માને છે. કેટલાક ખેડૂતો પોતાના ખેતીને લગતા ઓજારો જેવા કે લાકડામાંથી હળ, કરબ, ઓરણી, કરબડી, પરોણો, જુસરૂ બનાવતા હોય છે. પોતાના ઘરના ઉપયોગ માટે પાટલો, ખાટલો ઘડવો કે ભરવાની આવડત પુરૂષોમાં હોય છે. જ્યારે સ્ત્રીઓ ઘરના કે આંગણાના લીંપણમાં ઓંકળીઓ પાડવામાં કુશળતા ધરાવતી હોય છે. તેમજ આ સમાજના દોબરૂ જેવા સંગીતના સાધનો જાતે બનાવવા અને વગાડવા એ તેમની વિશિષ્ટ ઓળખ છે.

## ભાષા

### ચૌધરી ભાષાનો ઇતિહાસ :

ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનમાં આદિવાસીઓ ભીલી ભાષા સમૂહની ભાષા બોલે છે. ભીલી ભાષા સમૂહ ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનના સીમાવર્તી વિસ્તારમાં બોલવામાં આવે છે. ભીલી ભાષાને આર્ય ભાષાની ભાષા તરીકે ગ્રિયર્સન ઓળખાવે છે પરંતુ ભીલી અનાર્ય ભાષા છે કે આર્ય ? એ પ્રશ્ન હજુ અનુત્તર રહ્યો છે. ભીલી ભાષાને વિદ્વાનો અનાર્ય ભાષા તરીકે ગણાવે છે. ભીલી ભાષામાં સંસ્કૃતમાંથી નીકળેલ મરાઠી, ગુજરાતી, રાજસ્થાની હિન્દી વગેરે ભાષાઓના ઘણા શબ્દો છે, પરંતુ આ ભાષા એક મૂળ ભાષામાંથી આવેલી છે તે છે, ભીલી ભાષા એ શોધવું મુશ્કેલ છે કે ભીલી ભાષાનો જન્મ કયાં થયો ? એમાં બિહાર, ઉત્તર-પ્રદેશમાં રહેનારી મુંડા જાતિની મૂળ મુંડારી ભાષાના ઘણા બધા શબ્દો છે. એ સિવાય આ ભાષાની રચના દ્રવિડ ભાષાઓ સાથે મળતી આવે છે. બે હજાર વરસ પહેલાં ગ્રીસ દેશથી એક પ્રવાસી મેગેસ્થનીઝ ભારત આવ્યો હતો. એનાં પ્રવાસ વર્ણનો મુજબ વિંધ્ય, અરાવલી, સાતપુડા પહાડોમાં તાપી, નર્મદાની ઘાટીઓમાં ભીલટા અને ગોંડાલી લોકો રહેતા હતા. દ્રવિડ ભાષાના શબ્દ 'બિલ્લુ'પરથી 'ભીલ' શબ્દની ઉત્પતિ થઈ હોવાનું મનાય છે.'બિલ્લુ'નો મતલબ થાય છે

ધનુષ(કામઠી).સંસ્કૃત અને પ્રાચીન સાહિત્યમાં પણ ભીલ જાતિનો ઉલ્લેખ મળે છે.

ચૌધરી ભાષા એ ભીલી પરિવારની ભાષા છે. ઉત્તરે સાપુતારા અને દક્ષિણે સહ્યાદ્રિની વચ્ચે તાપી નદી વહે છે. આશરે ત્રીસેક કિ.મી. દક્ષિણે અંબિકા નદી ડાંગમાંથી ઊતરી આવે છે. આ બંને નદીઓની વચ્ચે ચૌધરીઓનો વસવાટ છે. તાપી નદીના આ પાર વ્યારા, સોનગઢ, વાલોડ, બારડોલી, વાંસદા અને પેલી પાર માંડવી, માંગરોળ, ઓલપાડ વગેરે પ્રદેશોમાં ચૌધરીઓની વસ્તી વધતા - ઓછા અંશે જોવા મળે છે. ઉપરોકત તાલુકામાંથી માંડવી, વ્યારા, વાલોડ, બારડોલી અને માંગરોળ આમ પાંચ તાલુકાઓમાં ચૌધરીઓની વસ્તી વધુ છે. ચૌધરી ભાષા બોલનારાઓની સંખ્યા કુલ ૬ (છ) લાખ જેટલી છે.

ચૌધરી ગુજરાત રાજ્યના માંગરોળ તાલુકાના વડ ગામથી ડાંગ જિલ્લાના વાંસદા સુધી અને સુરત જિલ્લાના ઓલપાડથી સોનગઢ સુધી બોલાય છે. ચૌધરી બધા જ વિસ્તારમાં સરખી નથી. તેમાં વિસ્તાર પ્રમાણે ઘણો ખરો તફાવત જોવા મળે છે. ચૌધરી ભીલીની ઉત્તરે ગામીત અને દક્ષિણ-પશ્ચિમ તરફ ધોડિયા બોલનારી વસ્તી જોવા મળે છે. ચૌધરી ભીલી ભાષામાં ગામીત, ધોડિયા, વસાવા ભાષાનો પ્રભાવ જોવા મળે છે. ચૌધરી ભાષામાં ગામીત, માવચી, રાઠવી, ડુંગરાભીલી, ધોડિયા વગેરે ભીલી સમૂહના અસંખ્ય શબ્દો વપરાતા જોવા મળે છે.

ચૌધરી સાહિત્ય લેખિત સ્વરૂપમાં ખૂબ ઓછા પ્રમાણમાં જોવા મળે છે. ચૌધરીઓના મૌખિક સાહિત્યમાં લોક ગીતો, લોકકથાઓ, વાર્તાઓ, પ્રકીર્ણ સાહિત્ય વગેરે મળી આવે છે. જેને ઘણા ઓછા સંશોધકોએ લેખિત સ્વરૂપમાં આપવાના પ્રયત્નો કર્યા છે. જેમાં ડૉ. અરવિંદ ભટ્ટ 'ગુજરાતના ચૌધરીઓ',

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર, વડોદરા દ્વારા પ્રકાશિત 'દક્ષિણ ગુજરાતના આદિવાસી નૃત્યો,' અરુણા જોષી અને વિક્રમ ચૌધરીનું ચૌધરી 'ઢોલ' ઉમેશ બાવીસ 'ગુજરાતની આદિવાસી સંસ્કૃતિ સુરત જિલ્લો' મુસ્તાઅલી ઈ મસવી 'ગુજરાતના આદિવાસીઓની આર્થિક, સામાજિક સ્થિતિ' વગેરે સાહિત્ય જોવા મળે છે. ચૌધરી ગીતોમાં મુખ્યત્વે લગ્નગીતો, લોકગીતો, ખેતી-ગીતો, હોળી-ગીતો, દેવ-દેવીઓનાં ગીતો જોવા મળે છે. કથા સાહિત્યમાં લાંબી-ટૂંકી કથાઓ અને વાર્તાઓ જોવા મળે છે. જે સિવાય પ્રકીર્ણ સાહિત્ય તરીકે કહેવતો, ઉખાણાં, ટુચકા વગેરેનો સમાવેશ થાય છે.

ચૌધરી ભાષા એ જીવન વ્યવહારની ભાષા છે. તે મોટે ભાગે સામાજિક વ્યવહારોમાં બહોળા પ્રમાણમાં વપરાય છે. માંડવી, વાંકલ, સોનગઢ, વ્યારા, માંગરોળ, કડોદ, વાંસકૂઈ જેવા સ્થાનિક નાના બજાર કે મોટા બજાર બંન્ને સ્થળે ચૌધરી ભાષાનો ઉકેલ જોવા મળે છે. તેમ જ રેડિયો પ્રસારણ માધ્યમમાં પણ આ ભાષાનો ઉપયોગ થાય છે. જેમ કે લગ્નગીતો, નાટકો, વાર્તાઓ વગેરે ચૌધરી ભાષામાં રજૂ થતા હોય છે. મનોરંજનના સ્થળે, ઓફિસ કે શાળામાં આ ભાષાનો ઉપયોગ થતો નથી.

### ચૌધરી ભીલીની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ

૧. ગુજરાતી ભાષામાં 'સ' નો અઘોષ ચૌધરીમાં 'હ' થાય છે : સાચુંનું હાચું, સેલંબાનું હેલાંબા, સાગબારાનું હાગબારે, સોયનું હુય, સુથારનું હુથાર, સુતરાઉનું હુતરાઉ સુરતનું હુરુત વગેરે.

૨. ગુજરાતી ભાષામાં 'શ' નો ચૌધરીમાં 'હ' તથા ગુજરાતી અઘોષ 'આ' નું ચૌધરીમાં 'હ'પર મોટો 'ઈ'

અને અનુસ્વર થાય છે : આવીશનું આવહી, ખાઈશનું ખાહીં, જઈશનું જાહીં, કરીશનું કરહી, મળીશનું મીલહીં વગેરે.

૩. ગુજરાતી ભાષામાં 'લ'નું ચૌધરીમાં 'અં' કે 'અ' થાય છે : લીલીનું લીલઅ્, તલનું તીલઅ્.

૪. કેટલાક શબ્દો ગુજરાતીમાં 'ઉં'નું ચૌધરીમાં 'અ'માં પરિવર્તન થાય છેઃ એવુંનું એવઅ્, તેવુંનું તેવઅ્, જેવુંનું જેવઅ્, કેવુંનું કેવઅ્ વગેરે.

૫. ગુજરાતી ભાષામાં 'ડ'નું ચૌધરીમાં 'ળ' થાય છે : ઝાડનું સ્હાળ, બગાડનું બગાળ, ગોદડુંનું ગોદળઅ્ વગેરે.

૬. ગુજરાતી ભાષામાં 'ળ' નું ચૌધરીમાં 'લ' થાય છે : નિશાળનું નિહાલ, કાળુનું કાલં, માળનું માલો વગેરે.

૭. ગુજરાતી ભાષામાં 'ધ'નું ચૌધરીમાં 'દ'થાય છેઃ ગધેડુંનું ગદડ્, સાધુનું સાદુ, બધુંનું બદં, સીધુંનું હીદુ વગેરે.

૮. ગુજરાતી ભાષામાં અંત્ય 'ભ'નું ચૌધરીમાં 'બ' થાય છેઃ ઉભુંનું ઉબ્, મોભનું મોબ, લોભનું લોબ વગેરે.

૯. ગુજરાતી ભાષામાં 'સ'નો અઘોષ ચૌધરીમાં 'હ' માં ઉમેરાતો ' અ' થાય છેઃ સમજુનું હમજીયો, સપનુંનું હપન અ્ વગેરે.

૧૦. ગુજરાતી ભાષામાં 'છ' નું ચૌધરીમાં 'સ' થાય છેઃ છત્રીનુ સતરઅ્, સતરં, છાસનુ સાહાઅ્.

૧૧. માન્ય ગુજરાતી ભાષામાં 'હ' શ્રુતિનો અભાવ અને ચૌધરીમાં હ'નો લોપ થાય છે : ચાનું ચાય કે ચાયઈ, કહુંનું, કહીં, નહિનું નીં વગેરે.

૧૨. ગુજરાતી ભાષામાં 'ણ' પૂર્વેનું 'ર' નું ચૌધરીમાં 'અ' થાય છે : બારણુનું બારઅ્, સાવરણીનું બુઆરઅ્

વગેરે.

૧૩. ચૌધરીમાં શબ્દને સ્વાર્થે 'ક', 'ડ' કે 'અ' લાગતો હોય એવું બહોળા પ્રમાણમાં જોવા મળે છેઃ કુકડઅ્, ગાવડઅ્, માખાડ્, વેવાઅ્, વવનીહીં, પોહી વગેરે.

૧૪. ગુજરાતી ભાષામાં 'ઓ' કાર ચૌધરીમાં 'અ' કાર રૂપે ઉચ્ચારતો હોવાનું જોવા મળે છે : સોનુંનું હનઅ્,સોટીનું હોટઅ્, છોબડુંનું સોબડં.

૧૫. ગુજરાતી ભાષામાં શબ્દના આદિ સ્થાને આવેલા 'લ' નો ચૌધરીમાં 'અ' બોલાય છેઃ લીલોનું લીલઅ્.

૧૬. ગુજરાતી ભાષામાં 'છ' નો ચૌધરીમાં 'સ' થાય છેઃ છત્રીનું સત્રી, છોડવોનું સોડવઅ છાપરીનું સાપરી.

૧૭. પ્રયત્નલાઘવને કારણે સંક્ષેપીકરણ કે સરલીકરણનું વ્યાપક વલણ જોવા મળે છે તેથી શબ્દનું રૂપરિવર્તન થાય છેઃ ત્યારેનું તિયા, અહીંનું ઈયા, નીકળીનું નીકલી, રહીનું રયઅ્, આપણે નું આપળે.

## ચૌધરીની વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ

૧. ચૌધરી બહુવચનનો 'એ' પ્રત્યય થાય છે : તમે ને બદલે તુમે, આપણે ને બદલે આપળે, અમે ને બદલે આમે વગેરે.

૨. બીજી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'ને'ને બદલે ચૌધરીમાં 'ણે' થાય છે : પિતાજી ને બદલે આતાણે/ બાપાણે, નોકર ને બદલે ચાકારાણે વગેરે.

૩. બીજી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'ને' બદલે ચૌધરીમાં 'ઈ' થાય છે : માતાજી ને બદલે આહીં, પૂત્રી

ને બદલે પોહીં, આંગળી ને બદલે આંગલી વગેરે.

૪. ચોથી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'સાથે ' ને બદલે ચૌધરીમાં 'હારી' થાય છે : પિતાજી સાથે ને બદલે બાપાહારી, ખાટલા સાથે ને બદલે ખાટલા હારી, માતા સાથે ને બદલે આહીંહારી.

૫. પાંચમી વિભક્તિ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'થી', 'માંથી'ને બદલે ચૌધરીમાં 'આથી', 'માથી', થાય છે : પથ્થરથી ને બદલે પથરાથી, પગમાંથી ને બદલે પાગામાથી, નદીમાંથી ને બદલે ખાડીમાંથી.

૬. છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં ગુજરાતીમાં 'નો', 'ની', 'નું', 'ના' ને બદલે ચૌધરીમાં'અ', 'એ' 'ઈ' થાય છે : તપેલીની ને બદલે તપીનઅ્, ઘુઘરીનો ને બદલે ખૂગરો, નદીની ને બદલે ખાડી.

૮. સાતમી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'માં' ને ચૌધરીમાં બદલે ચૌધરીમાં 'આમા' થાય છે : છોકરામાં ને બદલે 'પોહામા' નકશામાં ને બદલે નકસામા, ડુંગરમાં ને બદલે ડોગરામા.

૯. સાતમી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમા 'માં' ને બદલે ચૌધરીમાં 'મારે' થાય છે : સાડીમાં ને બદલે હાળીમારે ગાયમાને બદલે ગાવડીમારે.

૧૦. ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં ગુજરાતીમાં 'ઈશ' ને ચૌધરીમાં 'ઇહીં' થાય છે : આવીશ ને બદલે આવીહીં, જઈશ ને બદલે જાહીં, મોકલીશ ને બદલે મોક્નીહીં, રડીશ ને બદલે રળહીં વગેરે.

૧૧. ગુજરાતી ભાષામાં સહાયક 'છે'ના રૂપોમાં અંત્ય સ્વરનો હ્રાસ : આ કોણ છે ? ને બદલે ઈં કીડઅ્ હા ?,

આ મારું ઘર છે. ને બદલે ઈં મારે ખ્હર હા વગેરે.
૧૨. ચૌધરી ભાષામાં ક્રિયાપદના રુપ માટે 'યા એ પ્રત્યય ક્રિયાપદના આજ્ઞાર્થી બંને લાગે છે દા. ત., જો એ ચૌધરીભીલી આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે જાયા. તેને'યા' એવું પ્રત્યય લાગીને 'જાઅયા' જવુ, એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.
૧૩. ચૌધરી ભાષામાં કેટલાંક નામોનાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગ રૂપો જુદા જુદા સ્વરૂપમાં હોય છે : બલ્જઅ્ -ગાવળી, પાળો - ફેહળી, માટી -બઅરી વગેરે.
૧૪. ચૌધરીમાં કેટલાક નામો અપવાદરુપ નપુસકલિંગ સ્વરૂપમાં વાપરવામાં આવે છે : માછને,બલ્જઅ , વાંદરઅ્.
૧૫. ચૌધરીમાં કેટલાંક નામો માત્ર પુલ્લિંગ રૂપમાં જ વપરાય છે સ્ત્રીલિંગ શબ્દને વાપરતા નથી : વાગ, જામણો, કાદો.
૧૬. ચૌધરીમાં કેટલાંક નામો માત્ર સ્ત્રીલિંગના રૂપમાં જ વપરાય છે : આંજલી, ચાંદલી, નાકળી.

**ચૌધરી ભીલીના પુરુષવાચક સર્વનામ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | હાય | હું | આમે | અમે |
| બી.પુ. | તુ | તુ | તુમે | તમે |

| | | | | |
|---|---|---|---|---|
| ત્રી.પુ. | હલો | તે(પુ.) | હલા | તેઓ(પુ.) |
| | હલી | તે(સ્ત્રી.)<br>તે(નપુ.) | હલ્યે | તેઓ(સ્ત્રી) |

- **ચૌધરી પ્રશ્નવાચક સર્વનામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કીડઅ્ | કોણ | કીડાણે | કોનું, કોના, કોની |
| કાઅ્ | ક્યા | કીયા | ક્યારે |
| કત્રા | કેટલા | કેવઅ્ | કેવું, કેવો |
| કાણી રીતે | કેવી રીતે | કાણઅ્ | કયું, કયો |
| કેહે | કેમ | કાજા | શું |

- **ચૌધરી દર્શક સર્વનામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઇં | આ | એય | એ |

| | | | |
|---|---|---|---|
| હલો | તે | હલા | તેઓ |
| હલી | તેણી | હલ્યે | તેણીઓ |

- **ચૌધરી ક્રિયાવિશેષણો**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આમી | હમણાં,અત્યારે | તીયા | ત્યારે |
| જારાકવારપૂઠી | થોડીવાર પછી | વેલઅ્ | જલ્દી |
| પૂઠી | પછી | વેલઅવેલઅ | ઝડપથી |
| થીરઅ્ | ધીરેથી | રીહીમા | ગુસ્સાથી |
| એકસાહ્ર | અચાનક | નકટાએ | નિર્લજ્જપણે |

- **ચૌધરીમાં કેટલાંક આજ્ઞાર્થીરૂપો**

| ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉબોરઅ્ | ઊભો રહે | ખહઅ્ | ઘસ, ચોળ |
| દડઅ્ | દોડ | ચાલ | ચાલ |
| બેહે | બેસ | | |

- **ચૌધરીમાં વર્તમાનકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | આઁય ખાતોમ | હું ખાઉ છું | આમે ખાતામ્ | અમે ખાઈએ છીએ |
| બી.પુ. | તુ ખાતોઆ | તું ખાઈ છે | હલો ખાતો હા | તમે ખાઓ છો |
| ત્રી. પુ. | તો,હલો ખાતોઆ | તે ખાય છે | તે ખાતાહા | તેઓ ખાય છે |

- **ચૌધરીમાં ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
| પ્ર. પુ. | માયએ ખાદઅ્ | મેં ખાધું | આમાહાયખાદઅ્ | અમે ખાધું |
| બી.પુ. | તુયે ખાદઅ્ | તેં ખાધું | તુમ્હાય ખાદઅ્ | તમે ખાધું |
| ત્રી. પુ. | તીયે ખાદઅ્ | તેણે ખાધું | તીણાહાય ખાદઅ્ | તેઓએ ખાધું |

- **ચૌધરીમાં ભવિષ્યકાળનાં કેટલાંક ઉદાહરણ**

**એકવચન** **બહુવચન**

| | ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|---|
| પ્ર. પુ. | હાંય ખાંહી | હું ખાઇશ | આમે ખાહું | અમે ખાઇશું |
| બી.પુ. | તું ખાહે | તેં ખાશે | તુમે ખ્હાહા | તમે ખાશે |
| ત્રી. પુ. | તો ખ્હાય | તેઓ ખાશે | હલા ખ્હાય | તેઓ ખાશે |

**ચૌધીર ભાષાનો નમૂનોઃ**

ગીત

દેવલી માડી તું આમારે આયા,
સુખે-દુઃખે તુને યાદ કરજે
તે દુઃખ આમારે તુ હારે કરજે,
દેવલી માડી તું....આમારે આયા..
ખુહમાઈ માડી તું આમારે આયા,
ખરે- બારે વલે-કલે રાખજે,
ને ખખળો-ફબળો કોઈ દીહી ની હોવો જોજે
દેવલી માડી તું....આમારે આયા.

કંસરી માતા તું આમારે આયા
ખેતે-ખલે તું બરકત આપજે
કોઠી-પાલે તું આમારે ફરજે
દેવલી માડી તું....આમારે આયા.
દૂદમોગરા તું આમારે આયા,
ડોબે-ઠાંડે આમારે તોરે ફરહે,
દૂદ-દૂજાણે સત્ત જાવઅ્ ની જોજે
દેવલી માડી તું....આમારે આયા.
ચોહેઠ જોગણી તું આમારે આયા....
માંદે-તાતે આમ્હે તોરે ફરહે
હાથે-પાગે તું સુખે રાખજે....
દેવલી માડી તું......આમારે આયા...

**ગુજરાતી અનુવાદ**

દેવલી માડી તું અમારી મા
દેવલી માડી તું અમારી મા,

સુખમા-દુઃખમાં તને યાદ કરીએ
દુઃખ અમારા તું સારા કરજે,
દેવલીમાડી તું અમારી મા
ગુસમાઇમાડી તું અમારી મા,
ઘર-બાર સારી રીતે રાખજે,
ઝઘડો કોઇ દિવસ ના થવો જોઇએ.
દેવલીમાડી તું અમારી મા
કંસરીમાતા તું અમારી મા
ખેત-ખળીમા તું આશીર્વાદ આપજે,
કોઠાર-ભંડાર તુ અમારા ભરજે.
દેવલીમાડી તું અમારી મા
દૂધમોગરામાતા તું અમારી મા
પશુઓ અમારા તારા ભરોશે,
દૂધ-દૂઝણામાં નુકસાન ન થવું જોઇએ.
દેવલીમાડી તું અમારી મા
ચોસેઠ જોગણી તું અમારી મા,

બીમાર અમે તારા ભરોશે,
હાથ-પગે તું સુખી રાખજે.
દેવલીમાડી તું અમારી મા.

સંદર્ભ : મનોજભાઈ ચૌધરી, ઉંમર : ૫૦

ગામ : અલગઢ, જિ : તાપી, તા.૧૦-૧૦-૨૦૧૦, સમય : ૧૦ : કલાકે

ભાવાર્થઃ આદિવાસી ચૌધરી સમાજના લોકો કુદરતી પૂજામાં માનવાવાળા છે. એટલે કે ટૂંકમાં પ્રકૃતિ-પૂજક છે. જ્યારે આખું ગામ ભેગું થાય છે ત્યારે ગામ વતી એક જ વ્યક્તિ ભગત હોય તે પૂરા ગામવતી ગીતમાં વર્ણવેલા દેવો અને દેવીઓને સંબોધીને સામૂહિક માગણી કરે છે.

૧. કોઈ પણ જાતનો રોગ અમને નાના-મોટા માણસોને લાગવો જોઈએ નહીં. અને બધા જ સુખી રહેવા જોઈએ.

૨. અમારા ગામમાં પશુ-પક્ષી, ગાય-ભેંસ, મરઘી- બકરાં, મરઘાં જેવાં પાલતુ પ્રાણી છે. તેમને કોઈપણ જાતનો રોગ લાગવો જોઈએ નહીં.

૩. અમારું જીવન ખેતી-વાડી પર નભે છે. તો અમારાં અનાજ-કઠોળ, શાકભાજી વગેરે સારું પાકવું જોઈએ. જેથી અમે બધા કોઈપણ દિવસ ભૂખે મરીયે નહીં, અને સાથે સાથે અમારાં પશુ-પક્ષીઓ

માટે પણ અમે કશુંક કરી શકીએ. માટે કોઈ પણ જાતનો રોગ આવવો જોઈએ નહીં.

આમ આ ગીતમાં આરીતે દેવી-દેવતાની પૂજા કરીને માંગવામાં આવે છે.

**ચૌધરી અને ગુજરાતી શબ્દો :**

- **માસનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાટકીયો | કારતક | તલહાકરાત | માગશર |
| પોહો | પોઈ | માહા | મહા |
| ફાગાણ | ફાગણ | ચયતાર | ચૈત્ર |
| વયશાખ | વૈશાખ | જેઠ | જેઠ |
| આખાળ | અષાઢ | શ્રાવણીયો | શ્રાવણ |
| ફાદુરવો | ભાદરવો | દિવાલ્યો | આસો |

- **સમય**

| ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|
| મલખે | મળશકે | થુંદરઅ | મળશકે |

| | | | |
|---|---|---|---|
| બીલાળી હુચકે | મળશકે | કુકળા વાહતે | મળશકે |
| ઢેન્યા વાહણી | મળશકે | દિહી ઉગતે | દિવસ ઉગતી વેળા |
| હવારે (આંદાનઅ્) | સવારે | બોપુર | બપોરે |
| હાન્તા પાયરે | સાંજે | દિહી બુડતે | દિવસ ડુબતી વખતે |
| થુંદરે | અંધારામાં | રોટના ખાતી વેલા | રોટલા ખાવાના સમયે |
| હાન્ત | સાંજે | શતીય | રાત્રે |
| અરદી રાત | અરધી રાતે | બોપુર પુઠી | બપોર પછી |

- **રંગનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉજલો | સફેદ | કાલો | કાળો |
| લાલ | લાલ | પીલો | હલદીરો પીળો |
| તમખીરો | તપખીરીયો | લીલો | લીલો |
| પોપટીયો | પોપટી | ખાખી | ખાખી |

- **ફળોનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| જામણે | જાંબુ | બોરે | બોર |
| પપાવુઅ | પપૈયુ | અનાસળઅ | સીતાફળ |
| જમરીખે | જમરુક | એલચે | વિલાયતીઆમલી |
| ફણહ | છાપા, ફણસ | કેલે | કેળા |
| રાયણે | રાયણ | | |

- **શાકભાજીનાં નામો**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| પાપળે | પાપડી | વેંગણે | રીંગણ |
| ટામીટઅ | ટામેટા | કાંદા | ડુંગળી |
| નહાણ | લસણ | હલદુઅ્ | હળદર |
| જીરૂઅ | જીરૂ | વટાણે | વટાણા |
| કોયરાલાય ફાજઅ્ | -ખાટઅ્ ફાજઅ્ | - | ખાટીભાજી |
| છેરખીનાય ફાજઅ્ | માટલાની ભાજી | | |
| પથીરીય ફાજઅ્ | છાટોળી | | |
| કોયરાલાય ફાજઅ્ | - | | |

| | |
|---|---|
| ચૂચળાઈ ફાજઅ | - |
| ખાટો ખોલ | - |
| લેમળાય ફાજ | - |
| નાલાય ફાજ | - |
| રાય-મેથી | રાય-મેથી |

- **કઠોળનાં નામો**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| મુગે | મગ | ઉળજે | અળદ |
| વાને | વાલ | ચમલે | ચોળી |
| જુવાર | જુવાર | ચોખા | ચોખા |
| બંટી | બંટી | કોદરા | કોદરા |
| બાજરઅ | બાજરી | તુવરે | તુવેર |

- **પક્ષીઓનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| તીતુર | તેતર | પોપાટ | પોપટ |

| | | | |
|---|---|---|---|
| હાકરઅ | ચકલી | લેફરઅ | - |
| ગાજળઅ | લાવરી | ઠેન્ચઅ | - |
| ગીદળઅ | ગીધ | કાબરઅ | કાબર |
| કાલપીચઅ | - | ટાપીહોયળો | - |
| ફુની ચણીચૂત્રી | - | ઠેનકાળઅ | મોર(ઢેલ) |
| દેવતીરહુ | - | કીરબીલો | ઘુવડ |
| હથુળો | - | | |

- **પ્રાણીઓનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ગાવાળઅ | ગાય | ફેહળઅ | ભેંસ |
| બોકળઅ | બકરી | કુતરઅ | કુતરુ |
| વાંદરઅ | વાંદરો | કોનો | શિયાળ |
| વાગ | વાઘ | ઉટળઅ્ | ઊંટ |
| હાથી | હાથી | બળ્જ્અ | બળદ |
| આખલો | આખલો | વાહડઅ્ | વાછરડું |

| | | | |
|---|---|---|---|
| પાળી | પાડી | ગેદળઅ | ગધેડું |

- **વૃક્ષોનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આંબો | આંબો | આમનઅ્ | આમલી |
| એલચઅ્ | વિલાયતી | આમલી કરમુદે | કરમદા |
| કણજઅ્ | કરંજ | હાગ | સાગ |
| બાવલઅ્ | બાવળ | ખેડઅ્ | ખેર |
| સુબાબુલ | સુબાવળ | વાહણી | વાંસ |
| ગુલુમોર | ગુલમોર | | |

- **વાદ્યોનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ડોવળઅ્ | ડોબરુ | ટારપઅ્ | એક જાતનું ફૂકણી વાદ્ય |
| ખાગલી | એક જાતનું તંતુ વાદ્ય | ડોવળી | ડોબરાનો પ્રકાર |
| દેવાય ડોવાળી | ડોબરાનો પ્રકાર | કીરચા | કીરચો |

| | | | |
|---|---|---|---|
| તૂર | ચર્મવાદ્ય | ઠાલી | થાલી વાઘ |

- **સબંધોનો પરિચય**

| **ચૌધરી** | **ગુજરાતી** | **હિન્દી** |
|---|---|---|
| આયા | માતા | માઁ |
| આતા | પિતા | પિતાજી |
| પોહો | પુત્ર | બેટા |
| પોહી | પુત્રી | બેટી |
| બાબો | ભાઈ | ભૈયા |
| બાયૂ | બહેન | બહન |
| કાકે | કાકા | ચાચા |
| કાકહી | કાકી | ચાચી |
| મોઠોબાહા | મોટા બાપા | તાઉજી |
| મોઠહાય | મોટીબા | બડીમાઁ |
| પોટો | દાદા | દાદાજી |
| પોટી | દાદી | દાદીમાઁ |

| | | |
|---|---|---|
| ગડોઆતો | પરદાદા | – |
| ગડીઆયા | પરદાદી | – |
| ફૂય | ફોઈ | બુઆ |
| મામો | ફુઆ | ફુફાજી |
| જીજી(જીજરી) | માસી | મૌસી |
| જીજો(જીજીહો) | માસા | મૌસાજી |
| માટી(વાલો) | પતિ | પતિ |
| બયરઅ્ | પત્ની | બીવી |
| હાલહો | સાળો | સાલા |
| હાલહી | સાળી | સાલી |
| જેઠોહો | જેઠ | જેઠજી |
| જેઠાણી | જેઠાણી | જેઠાનીજી |
| દેરહું | દિયર | દેવરજી |
| દેરાણી(નાડી) | દેરાણી | દેવરાની |
| ફાજડોહો | બનેવી | જીજાજી |

| | | |
|---|---|---|
| ફાબીહી | ભાભી | ભાભીજી |
| વવનીહી | વહુ | બહુ |
| જમહાય | જમાઈ | દામાદજી |
| હેજો | બનેવીનો ભાઈ | ભાઈ |
| હેજી | બનેવીની બહેન | બહેન |
| ફત્રીજી | ભત્રીજી | ભતીજી |
| ફત્રીજો | ભત્રીજો | ભતીજી |
| ફાણજી | ભાણી | ભાંજી |
| ફાણજો | ભાણજે | ભાંજા |
| વેવ્હાય | વેવાય | સમ્ધી |
| વેવ્હાણી | વેવણ | સમ્ધન |
| આઈજી | સાસુ | સાસા |
| દાઈજી | સસરો | સસુર |

- **દિશાનો પરિચય**

| ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|

| | | | |
|---|---|---|---|
| ઉચારઅ | પૂર્વ | હેઠારઅ | પશ્ચિમ |
| તાપીહેયરઅ | ઉત્તર | વાહંદાયરઅ | દક્ષિણ |

- **વારનાં નામ**

ચૌધરી સમાજમાં જુદા-જુદા સમયે જુદી-જુદી
જગ્યાએ ભરાતા હાટબજાર ઉપરથી વારના નામ ઓળખાય છે જેમ કે,

| **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|
| કોળુક્ક્ષા (કડોદ) | રવિવાર |
| હમ્માર (ગંગાપુર હર્ષદ) | સોમવાર |
| હાટકીયો(બેડકુવાદૂર) | મંગળવાર |
| માણબીઓ(માંડવી) | બુધવાર |
| ગઅડો(દેવગઢ) | ગુરુવાર |
| વાકનીણો(વાંકલ) | શુક્રવાર |
| વિયારો(વ્યારા) | શનિવાર |

- **અંકો**

| ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|
| ઍક | એક | બે | બે |
| તીન | ત્રણ | ચાર | ચાર |
| પાચ | પાંચ | છઅ | છ |
| હાત | સાત | આઠ | આઠ |
| નવ | નવ | દહ | દશ |
| એગ્જાર | અગિયાર | બાર | બાર |
| તેર | તેર | ચવુદ,ચઉદ | ચૌદ |
| પંદાર | પંદર | હોલ | સોળ |
| હત્તાર | સત્તર | આડાર,આરાળ | અઢાર |
| ઓગણી,ઓગણીહી | ઓગણીસ | વીહી | વીસ |
| પાચવીહી | સૌ | | |

- **જીવ જંતુઓ**

| ચૌધરી | ગુજરાતી | ચૌધરી | ગુજરાતી |
|---|---|---|---|
| ઉંદારઅ | ઉંદર | માછનઅ | માછલી |

| | | | |
|---|---|---|---|
| હિમ્ડઅ | ઝિંગા | વાદઅ | માછલીની એક જાત |
| કાચબઅ | કાચબો | કુરચીનો | કરચલો |
| કૂબી | ભૂબી | હાપ | શાપ |
| દેળકો | દેડકો | | |
| ગાઠાલી હાપાણ | સાપની એક જાત | ડેડુળો | માછલીની એક જાત |
| પાણખાયઅ | માછલીની એક જાત | પડ | માછલીની એક જાત |
| કામીલીયો | માછલીની એક જાત | ચાચીયળઅ | ચાચળ |
| માકીયણઅ | માકણ | ફીતફીરીલઅ | પદકલી |
| વાંદા | વંદો | જુવળઅ | જુવ |
| કીળઅ | કીડી | મકળો | મંકોડો |
| કહવાલઅ | કાનખજૂરો | | |

- **દેવોનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ખુહમાય માળી | ઘુસમાય માળી | આહીન્દો દેવ | આહીન્દો દેવ |
| ગોવાલદેવ | ગોવાળદેવ | ગુમાનદેવ | ગુમાનદેવ |

| | | | |
|---|---|---|---|
| દેવલીમાળી | દેવલીમાળી | યાહામોગી | દેવમોગરા માતા |
| કન્સરી માળી | કન્સરી દેવી | ચોહેટ જોગણી | ચોસઠ જોગણી |

- **ખેતરનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|
| કિયાડ | કિયારી |
| ખેત | ખેતર |
| હેળો | છેળો |

- **ખેતી કામના ઓજારનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હલ | હળ | પાટની | પાટલી |
| કલાવ | કરખડી | ગાંડલઅ | ગાડું |
| પાનઅ | પાનુ | ઓન્ની | ઓરણી |
| પંજીઠઅ | પંજીઠુ | ડાહલી | દાતરડી |
| ડાહલઅ | ડાતરડુ | ડામીચ્ | ડામટીયુ |

| | |
|---|---|
| હાટઅ | ખેંચવાની લટેરી |

- **ઘાસનાં નામો**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| પુલે | પૂળિયા | પરાલ | પરાળ |
| વાનાય ગતાર | વાલનું ગોતર | ગુદળઅ | ઘાસનું નામ |
| તુવરાયગતાર | તુવેરનું ગોતર | | |
| ચીમળઅ્ | શેરડીનો ઉપરનો લીલો છીરો | | |

- **રમતનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કબાડ્ડી | કબડ્ડી | કુંક ઠાકણી | સન્તા કૂકડી |
| હાત ઠીકરી | સાત ઠીકરી | લખુટા | લખોટી |
| ફમરા | ભમરા | દળો | દડો |
| અમલાપીપલી | આંબાલા પીપળી | | |
| લેંગળી | લગડી | ખોખો | ખોખો |

| | | | |
|---|---|---|---|
| આટાપાટા | આટાપાટા | ગેળીદળો | ગિલ્લી દંડો |

- **શરીરનાં ભાગોનાં નામ**

| **ચૌધરી** | **ગુજરાતી** | **ચૌધરી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| હાથ | હાથ | તલાઠી | હાથનો પંજો |
| ખેટવો | પગનો ઘૂંટીવાળો ભાગ | | |
| તાલવઅ્ | તાળવું | લીબાલે | વાળ |
| ગંદાળે | ગાલ | મું | મોઢું |
| જીબ | જીભ | દાથીયારે(દાંત) | દાંત |
| થોબજે | થોભ | નાખરઅ | નાક |
| ડોલા | આંખ | આંગીઠે | અંગુઠો |
| નખે | નખ | ખૂંટણે | ઘુટણ |
| કાંડઅ | કાંડુ | કુટાણ | કોણી |
| ખૂટી | ઘુટી | બોબના | સ્તન |
| ઠગરે | નિતિંબ | છેંડો | ચોટલો |
| ચોટની | ચોટલી | ચોટનો | ચોટલો |

૧.પુઃ ગામીત ભાષાનું વ્યાકરણ - લે. ફાધર રેમન્ડ એ. ચૌહાણ
પ્રકાશકઃ કેથોલિક ચર્ચ, માંડળ, કિકાકુઈ, સુરત. આવૃત્તિઃ ૧૯૯૭

૨.પુ.ઃ આદિવાસી અસ્મિતા વિનાશને આરે - લે. ગેમજીભાઈ વસાવા
પ્ર.ઃ મહિન્દ્ર બી. વસાવા, આવૃત્તિ-ફેબ્રુઆરી -૨૦૦૬

३. पुः शौर्य एवं विद्रोह - ले. रमणिका गुप्ता, प्रः रमणिका फाउन्डेशन नई दिल्ली ११०००२ द्वारा प्रकाशित, आवृत्तिः २००४

## સંગીતવાદ્ય અને નાટ્યવેશ

આદિવાસીઓનું સંગીત અને સંગીતના સાધનો બીજા લોકોના સંગીતના સાધનો કરતા જુદા જ તરી આવે છે. આદિવાસીઓના સંગીતના વાદ્યો કુદરતના તત્વોમાંથી જ બનેલા છે. 'કલા અને સંગીત વગરનો માણસ પૂંછડા વગરના પશુ સમાન છે' એમ કહેવાયું છે. માણસ હોવું એટલે સંગીત અને કલાનો સમન્વય એમ કહી શકાય. આદિવાસીઓને સંગીત અને એની કલા સહજ હોય છે. એક પાંદડું કે પોલાણવાળો એક ભાગ-પ્રકૃતિની તત્વોને સાધારણ સ્વરૂપમાં ફેરવતાં જ સંગીતનો સૂર પોતાના મનને આનંદમય મસ્તીના મહાસાગરમાં ડૂબાડે છે.

સંગીતનું શાસ્ત્રીયજ્ઞાન એમને મન કેવું હશે તે તો શાસ્ત્રીય સંગીતના ઉસ્તાદોને જ ખબર હશે. છતાં સૌને વાદ્યમાંથી નીકળતા સૂરમાં ડોલાવે છે. અરણ્યના પશુ-પક્ષીઓનો મધુર ધ્વનિનો પડઘો એમાં અચૂક સાંભળવા મળે જ. એનું કારણ એ હોઈ શકે કે એમના સંગીતના સાધનો પ્રકૃતિના તત્વોનું કલાત્મક સ્વરૂપ છે.

દક્ષિણ ગુજરાતના આદિવાસીઓ ઢોલ, તુર, માદળ, ઢાક, પાવો, કાહળે, ડોવળું, દેવ ડોવળી, થાળી, ટીંગરી, ઘાંઘળી, ટારપું, ચાંગીયો ઢોલ વગેરે અનેક પ્રકારના વાદ્યોનો ઉપયોગ પ્રસંગને અનુરૂપ કરે છે અને એને વગાડી દિવસભરના થાકને આનંદના કેફમાં ફેરવી નાખે છે.

ચૌધરીઓ ડોવળું, દેવ ડોવળી, ટીંગરી, ઘાંઘળી, તૂર, કીરચો, નહરીલી, ટારપું, તાસા વગેરે વાજિંત્રોને

જુદા જુદા પ્રસંગોએ વગાડે છે. દેવ ડોવળી એના નામ પ્રમાણે દેવ પૂજાના કામ સિવાય વગાડાતી નથી. ડોવળું લગ્ન પ્રસંગે આનંદને અભિવ્યક્ત કરવા નાચણાના સમયે વગાડવામાં આવે છે. ઘાંઘળી કોઈ પણ પ્રસંગે વગાડવામાં આવે છે. કીરચો નાચણામાં દેવના નૃત્ય સમયે અને ટારપું ગોવાળ ગાયો ચરાવવા જંગલમાં ગયો હોય તે અથવા સંગીત પ્રેમીઓ ગમે તે સમયે વગાડે છે. ટીંગરી સામાન્ય રીતે સ્ત્રીઓ વગાડે છે. આ ટીંગરી એક તંતુ વાદ્ય છે.

આ વાદ્યોની લાક્ષણિકતા એ રહી છે કે બધા જ વાદ્યો પ્રકૃતિના તત્વોમાંથી બનાવવામાં આવે છે. આ દરેક વાદ્ય સ્વતંત્ર હોય એને વગાડવા માટે કે સૂર માટે ખાસ બીજા વાદ્યની જરૂર પડતી નથી. આ પ્રકારની કુદરતી વસ્તુનો સમન્વય અને આદિવાસીઓ નૃત્યના જુદા જુદા ચાળાઓને કારણે આદિવાસીઓનું સંગીત અને નાચણું બીજા લોકો માટે આર્કષણનું કેન્દ્ર બનતું જાય છે. એને જોવું અને સાંભળવું એ એક અદભૂત લ્હાવો છે. એને માણવાની ખરી મઝા તો ત્યારે આવે કે એના સૂરનો ધ્વનિ સમજાય. આમ જોતા ચૌધરી સમાજમાં સામાન્ય રીતે નીચે મુજબના વાધ્યો જોવા મળે છે.

**શુશીર વાદ્ય**

**ડોવળું**

ડોવળા નૃત્ય સાંજના સમયે કે અન્ય આનંદના પ્રસંગે ગમે ત્યારે થાય છે. લગ્ન, દેવની પૂજા કે મેળાઓમાં આ નૃત્ય અચૂક જોવા મળે છે. અનેક સ્ત્રી-પુરૂષો એકબીજાના હાથમાં હાથ નાંખીને એક કરતાં વધારે

હારબંધ જુદા જુદા ચાળાઓ કાઢીને નાચતાં હોય છે. લગ્ન પ્રસંગે આખો દિવસ અને રાત આ નૃત્ય અવિરત ચાલે છે. નાચણાની સાથે ગીતો ગાવાની પરંપરામાં ડોવળું વગાડનારને સૂર ચઢે એ રીતે ગીતો ગાવામાં આવે છે.

**બનાવટ**

ડોવળુ વાદ્ય વાંસ, દૂધી, તાડના પાન અને મીણ દ્વારા બનાવવામાં આવે છે. ત્રણથી ચાર ફૂટ લાંબો પોલાણવાળો વાંસ લેવામાં આવે છે તેને ઉપરના ભાગે પાંચ છિદ્રો પાડવામાં આવે છે. વાંસની નીચેના ભાગે બે ફૂટ જેટલી લાંબી દૂધી પોલાણ કરીને મીણથી વાંસને જોડવામાં આવે છે. એક બાજુના ખુલ્લા ભાગને તાડના પાન લાંબુગોળાકાર ભૂંગળુ તૈયાર થાય તેમ બે ફૂટ જેટલા લાંબા વિંટવામાં આવે છે. અને વાંસની ઉપરના ભાગે પણ બે થી અઢી ફૂટ જેટલી લાંબી પોલાણવાળી દૂધી મીણથી વાંસ સાથે જોડવામાં આવે છે. સાથે આ દૂધી ઉપર ડોવળાના શણગાર માટે મોરના પીંછા લગાવવામાં આવે છે. વાંસના ઉપરના ભાગે જયાં દૂધી અને વાંસને જોડવામાં આવે ત્યાંજ દૂધીની એક નાની પીપ મુકવામાં આવે છે. ડોવળુ વગાડનાર આ પીપીથી ડોવળામાં ફૂકમારીને હવા ભરે છે. અને વાંસપર પાડેલ છિદ્રોથી અલગ અલગ સૂરો કાઢે છે. લાંબો વાંસ અને બંન્ને બાજુ લાંબી દૂધી અને તાડના પાનના ભૂંગળાના પરિણામે વગાડનારને ડોવળામાં ખૂબ હવા ભરવી પડે છે. જેથી તેમાંથી ઉદ્દ્ભવતુ સંગીત પણ ખૂબ જ રમણિય આવે છે. ગામીત અને કોટવાળીયા જાતિના લોકો ડોવળાની નીચે પાડાનું શિંગડુ અને ઉપરના ભાગે મોરના પીંછાની જગ્યાએ બંધ બલ્બથી

શણગારવામાં આવે છે.

ડોબરુંને યુવા હૈયાઓ સાંભળતા જ ઝુમી ઉઠે છે. થાકના આભાસને ક્ષણમાં ફૂલ જેવા હળવા બનાવી દે છે. મન સુરની દિશા તરફ પગને ઉપાડવા મજબુર કરે છે. જાણે જાદુ અને જાદુગર કરતાં વધારે તો મન ભાવક સુરાવલીનો ખજાનો, ખજાનામાં પ્રિયતમાને મનાવવાના ચાળા, ગાયોને ચરાવવાના ચાળા, વ્યંગ કટાક્ષ શ્લેષમાં કહેવાની આવડત, મશ્કરી કરવાની ટેવ, આનંદનાં ગીતો ગાવાની રીત કે ખાનગી વાતનો મર્મ સુરમાં વ્યક્ત થાય છે. લગ્ન કે આનંદના પ્રસંગે ડોવળું વગાડવામાં આવે જેને તાલે આખી રાત નાચણું ચાલે છે.

**ડોવળું વધાવવાનો ચાળો**

આદિવાસીઓં કોઇપણ વસ્તુંને કંકુચોખાથી વધાવે છે. ડોવળાવાળાને નોતરૂં આપ્યું હોય તે પ્રમાણે આવે છે.(નોતરામાં કંકુ લઇને એક વ્યક્તિ જે તે ડોવળાવાળાને ઘરે જતો હોય છે, ત્યાં ઘરના બારણામાં કંકુ ચોખા નાંખી લગ્નનો દિવસ અને કોના લગ્ન તે કહી આમંત્રણ આપવામાં આવે છે. ને શરુઆતમાં તમારા નોતરા પ્રમાણે અમે આવી ગયા ને તેને વધાવવામાં આવે તે વખતે જે વગાડવામાં આવે તેને વધાવવાનો ચાળો કહેવાય છે.

આપળે ડોવળં હરખ વાજ્જા કરેને, પાત્તી ઓરી નાચ્ચેને, પાટવે ઠોકીને ઉડાળી નાખહુંને, ડોહની પોહીને હેદજા કરજે,ગોવાલી પોહીણે ટાન્ચોં હિંડલીને નાચાળી દ્યહુંને,મારે ડોવળે નાચ્ચને આપળે ડોવળં હુતારં વાજ્જા

કરેને,નાડી પોહી હેદજા કરેને,હિહામણં દારવં ગચાટી આપજેને, કાયની આપ્યં નાહી જાતાને, વરહા વરહી આવણે હોવાને એવી અબદા પાળે ને...

લગ્નમાં ડોવળું ન હોય અને સાથે નાચણું ન હોય તો લગ્નની કલ્પના જ ન થાય. આખી રાત જુદા જુદા સુરમાં વગાડનાર પોતાની લાગણી વ્યક્ત કરે છે જે સવાર થાય ત્યાં સુધી ચાલે છે. તેમાં વગાડનાર આ પ્રમાણે.....

તમારા નોતરા પ્રમાણે અમે આવી ગયા છીએ અમને સારી રીતે વધાવી સવા પાંચ રૂપિયા આપી દેજો. અમારા માટે બગરા હીહામાંનો ભરેલ દારૂ તાડી જે હોય તે અમને આપી દેજો. દાલ કોદરી ખવડાવી દેજો. અમે તમારા પ્રસંગને શોભાવીશું.

આપણું ડોવળું સરસ વાગ્યા કરે, પેલે બાજુ નાચ્યા કરજે નહીતો લાત મારી પેલી બાજું ફેંકી દઈશું, શીશીમાનો દારું હલાવી આપજે અને નાડી પોહીં નાચ્યા કરે. ન આપે તો જતા રહીશું એવી ધમકી પણ હોય છે. જેમાં ડોવળાવાળાનું કેટલું મહત્વ હોય તેનો અંદાજ મેળવી શકાય.

આખી રાત વાજિંત્ર વાગતું હોય, વગાડવાળો જેવા ચાળા વગાડે તેને અનુરૂપ સુર ચઢાવવા માટે વગાડવાળાને ઉશ્કેરવામાં આવે અને જુદા જુદા મેંણા ટોંણા મારવામાં આવે છે. કિકિયારી પાડવામાં આવે. તેને કિરકારે કહેવામાં આવે છે.

જેમા...

ખાટી તાડીને ખાટલા તલે મીઠી તાળી માટલામાં છો....વીચ કીર.....કી. આંબલીની ટોચ પર ચીડી (પક્ષી) ને આવતો જમાય મારતી ચીડી છો....વીચ કીર....કી બગનો મરઘો બોલ્ય અને છોકરીએ કાછડો

પહેર્યો રો...છો...વીચ કીર.......કી.

વાજ રે વાજવાલી ને ડોવીળો કાદવાલો છો....વીચ કીર....કી

પટેલના બારણામાં ચિનારુ પટેલને કરયં શિનાલં....છો....વીચ કીર...કી

**દેવડોવળી**

દેવડોવળી એના નામ પ્રમાણે દેવ પૂજાના કામ સિવાય વગાડાતી નથી. આ દેવનું પવિત્ર વાદ્ય છે. દેવડોવળી ચૌધરી, ગામીત, કુંકણા, વસાવા, કોટવાળિયા વગેરે આદિકાળથી પ્રકૃતિની ગોદમાં વસતા લોકોની પવિત્ર વસ્તુઓમાંનું એક છે. એના મધુર સ્વરથી દેવદેવી પ્રસન્ન થાય છે. કુદરતના જુદા જુદા અંગો ભેગા કરી, કુદરતન સાનિધ્યમાં રહેતા કલાકારના કદરદાન સામાન્ય હાથવગી સામગ્રીનો ઉપયોગ કરી એને દેવ-ડોવળીનો ઘાટ આપે છે. એમાં વાંસની બે નાની ભૂંગળીઓ, એ ભૂંગળીઓમાં હવાને યોગ્ય સૂર આપવા માટે એક પર પાંત અને એક પર ત્રણ નાની છિદ્રો પાડવામાં આવે છે. એના ઉપરના ભાગે એક નાજૂક નમણી નાર જેવી નાની વાંસની ગાંઠ વગરની એક ચીપી મુકવામાં આવી હોય. એને બોલતી કરવા બ્લેડથી એક નાની વાંસની ચીપ કાઢવામાં આવે જેમાં હવાનું દબાણ આવતા સ્પંદનથી સ્વર સંભવે છે. વાંસની ભુંગળીની ઉપર દૂધીને પોલી કરી મુકવામાં આવે છે. એ પહેલાં દૂધીને એક જગ્યા પર નાનું કાણું પાડી એને પાણીમાં દુબાડી મુકવામાં આવે પછી અંદરનો ગર્ભ કોહવાઈ જતાં એક તરફથી કાણું કરી અંદરના ગર્ભને કાઢી નાખવામાં આવે છે. નીચે બીજી દૂધીનો અડધો ભાગ જોડવામાં આવે છે.

આ ભાગો જોડવા ઝાડનાં પોલાણમાં મધ હોય તેનું 'મેણ'થી (મધના પૂળામાં મધકાઢી લીધા પછી જે પૂળાનો અને એની સાથેનો મધ માખીઓ બનાવેલ એક ભાગને બરાબર મસળી કાઢવાથી તૈયાર થતો ચીકાસયુક્ત પદાર્થ) જોડવામાં આવે છે. ઉપરની દૂધીની ફરતે મોરનાં પીંછાંથી શણગારવામાં આવે, મોરના પીંછાની ગૂંથણી પણ કલાત્મક હોય છે. પીંછાની ગોઠવણી એવી રીતે કરવામાં આવે છે કે તેને બાંધતાં પીછાંની ભાત એક પછી એક કલાત્મક રીતે સુંદર દેખાય. નીચેની અડધી દૂધીના ભાગ સાથે તાડનાં પાંદડા વીંટવામાં આવે છે. તાડનાં પાંદડા વીંટી લાંબી ભૂંગળી આકાર બનાવવામાં આવે જે ધીરે ધીરે વ્યાસ મોટો કરવામાં આવે. આ રીતે દેવડોવળી તૈયાર થાય છે. પછી વગાડનાર જુદા જુદા ચાળા વગાડે છે.

**દેવના સ્થાનકે આવી પહોંચ્યા તેની દેવને જાણ કરતો ચાળો.**

તોરે ખોલે આવી પુગામ,.... હહ્તા રમતા આવી પુગામ,... થોડાક...થોડાક..હહ્યા કરજેને રમતે રમતે આવીય પુગેને, તોરે નીચકે દળતે દળતે આવી પુગેને, જારા જારા હહ્યા કરજેને ,જારા જારા હેયરા કરજેને, તોરે દરબાર ખુલ્લો રાખજેને, માતા મારેને હદકે માથે તીયારી હોજેને, આપળે ડોવળી હા..રી હા..રી તીંદરી જેહેને...ઘુઘરી જેહેને..વાગ્જા કરેન. કણીને કવની હદકી માથે તીયારી હોજે.

દેવની પોહીને તોરે નીચકે ફૂખે  હોવને, જારા જારા જમાડી દેજે, દૂધને કોદરી વેંચી વેંચી આપજે હારી હારી જમાડી દેજેને, હાર હાર નાચાડી દેહુંને.

(અમે તમારા દરબારમાં તમારા બાળકો હસતા, રમતા, નાચતા કુંદતા આવી પહોંચ્યા છીએ, તારો

દરબાર અમારા માટે ખુલ્લો રાખજે, આપણું આ વાજિંત્ર ઘણું સુંદર છે. જે વીણાની જેમ વાગે છે. તમારા બાળકો ભૂખ્યા થયા છે એમને દુદ-ભાત જમાડી દેજો...)

**દેવની પૂજા પાતરીનો ચાળો**

અગરબતી હલગાવી દેજેને, કણી કન્સરીને ખોબો ફરી ફરીને પૂંજ મૂંકી દેજેને, ફોગ્જા નીચકા ફોગ કરી કરીને આપ્યા કરજેને, બોકળં, કુંકળં, ચળાવી દેજાને, જોડે જોડે નાયરાલે ચળાવી દેહુંને, ચીચીનતી હુપારી ચળાવી દેજોને, ચાર પાગો ખોળો, ઘુંમાટ ચળાવી દેજેને, કાન ફેટણી ફેટતા જાહું ને, નમેહે નમણે નમતા નમતા જાહુંને, કણી કન્સરીને થરીનેજે ને, ફગાત નીચકા વિહરાતો નખે ને, કુંકળા, બોકળા ફેટાળી દહુંને, કાલજ, બોકો ચળાવી દેજેને, હીહા માહણં દારવં છાક પાળી દેજેને, જીરી જીરી પીય નેજાને કાલજં બોકો ખાય નેજાને, બીળી તમાખં વાલી નેજાને ગજવામાણ તમાખં જારાક જારાક આપી દેજાને, હાથ ધોવળાવી દેજાને.

(આદિવાસીઓ એવું માનતા આવ્યા છે કે, દેવો અમારા જેવા જ છે. તેઓ અમારી જેમ ખાય પીએ, તેમને અગરબત્તી, ચોખાની પૂંજ મૂકી તેલનો ધૂપ આપી મરઘા, બકરા ચઢાવી એની કલેજી સાથે દારૂ ચઢાવી દેવની પૂજા કરવાનું કહેવામાં આવે છે. અને પૂજમાં કોઈ કચાશ ન રહે એની કાળજી લેવાનું કહેવામાં આવે છે.)

**વાટ ઓલાવવાણો ચાળો**

હહતા હહતા જાતા રઅતાને ઓલાવા નીચકાય ઓલાવી દેજાને, નાચતા કુદતા જાતા રહુંને, દિયાળં ઉતરી પયળંને, રાત પળી જાવાણીને ઉતાવાલ કરાને, નીચકે આપળે વાટ હેદતે હોઈતને, ઘર જાયને હારી રીતે

ખાજા પીજાને, વીળાતે નખાને, નચકાહાય હારી રીતે ખાવળાવજાને, જુવાર વેવાર કરતા જાહુંને, રામ રામી કરતા જાહુંને , રામ રામ જુહાર...

(અમને હસતા રમતા રવાના કરી દેજો, અમે નાચતા કુદતા જતા રહીશું, અમારા બાળકો અમારી વાટ જોતાં હશે, ઘરે જઈને સારી રીતે બાળકોને ખવળાવી ઉંઘી જજો. છેલ્લે રામ રામ જુવાર કરી છુટા પડીએ....આવજો રામ..રામ.)

**નાચવાનો ચાળો**

અરદો વેવાને અરદો દેવ છો....વીચ દેવહાય પોહીને નાચાણી દ્યહુંને, કણી પોહીને કવની પોહની નાચાણી દ્યહુંને, ડોંગરે ખાખરે ઉતારી પાળીને હારં હારં નાચતા નાચતે જાતે રહુંને હહતા રમતા,કણી પોહીને કવની પોહીને આપળે ગામમાં નાહી આવજેને

(આનંદની અભિવ્યકિત એટલે નાચણું આદિવાસીઓનો આ સ્વભાવ છે. દેવનું નાચણું અને લગ્નનું નાચણું બન્ને આનંદની ચરમસીમાના માપદંડો ત્યારે દેવને કહેમાં આવે ડુંગર અને ઝાડ પરથી ઉતરી અન્નની દેવ-કણીને નચાવતા નાચતા જતાં રહીશું)

**આશીર્વાદનો ચાળો**

ભૂખરા બારીને,કંડા બારીને,ટીના બારીને,નાહતી ઝાળીને ચાનતી ઝાળીને,ઉંચા ડોગરા નીચા ડોગરાને, ઉતરીને જાતે રઅયતને, હવીરા નાચકા ખોલો બાંધી નેજે,બદાહાય ચપટી ચપટી વેંચી દેજેને, હારી રીતેન

બાંધી નેજાને,કોઠારી પોહીને ઉખલે મુહલે ઉતારી દેજાને,કણી પોહીણે છાક પાળી દેજાને, એક બે છાક પીય નેજાને, કોઠયેઠે પેહે મૂકી દેજોને,થોડં થોડં કોઠી પાલામાં નાખી દેજાને...

(દેવે આપણને જે અન્ન આપ્યું છે તે આર્શીવાદ રૂપે આપ્યું છે તેને સારી રીતે સાચવી,બધાને ચપટી ચપટી વહેંચી એને ઘરે જઇ કોઠીમાં નાખી દેજોને એની પૂજા કરજો આખું વરસ બરકત આપશે.)

દેવની ડોવળી દેવની પૂજા,દેવની સ્થાપના,મરણ પછી કરવામાં આવતી ખતરાની વિધિ,પૂર્વજની દેવ તરીકે સ્થાપના કરવામાં આવે તે સમયે વગાડવામાં આવે છે.માટે આ એક પવિત્ર વાદ્ય છેઃ જેનું આગવું સ્થાન આદિવાસીઓમાં છે. દેવની પૂજા સિવાય આ વાદ્ય વગાડતું નથી. કુંકણા, ગામીત, અને કોટવાળીયા જાતિનાં લોકોની દેવડોવળીમાં નીચે ગાયનું શિંગડું હોય છે. પરંતુ દેવના કામ સમયે શિંગડું કાઢી દેવડોવળી વગાડે છે. કુંકણામાં એને પાવરી નામથી ઓળખે છે.

**ટારપુ**

કુદરતના ખોળેથી સહેલ મળતી વસ્તુઓ ભેગી કરીને કલાત્મક બનાવટ હોય છે. સુંદર વાંસની દોઢ બે ફૂટની નાની મધ્યમ કદની ભૂંગળી વચ્ચે આવતાં ગાંઠના અવરોધને દૂર કરી હવા આરપાર પસાર થઈ શકે એ રીતે આરપાર કાણં પાડવમાં આવે છ. એની ઉપર યોગ્ય સુરમાં ઢાળવા માટે પાંચ નાના છીદ્રો કરવામાં આવે છે. તેની ઉપરના ભાગે વાંસની જ એક નાજુક ગાંઠ વગરની નાની ત્રણ ઈંચની પીપ મૂકવામાં આવે હવા ન નીકળે તે માટે અને જબૂત પકડ માટે તેના ઉપરના ભાગને મેણથી બંધ કરવામાં આવે છે. વાંસની ભૂંગળીની આસપાસ ઉપર

નીચે તાડના પાંદડાની નાની પેટી વીંટવામાં આવે છે. ને ટારપું તૈયાર થઈ જાય.

ગાયોનો ગોવાળ ટારપું એની સાથે જ રાખે છે. જંગલની કોતરોને કંદરામાં તેના સુરો સતત ગુંજતા સંભળાય છે. ગોવાળ લેશ માત્ર તેને પોતાનાથી અલગ કરતો નથી. કારણ કે આદિવાસી પાસે મોબાઈલ કે ફોન નથી કે જેનાથી ગમે ત્યાં અને ગમે ત્યારે ગમે ત્યાં વાત થઈ શકે ટારપામાં તેના મનની બધી જ વાત પ્રિયતમાને કહી શકાય છે. એના સુરમાં જે કહેવાય તે જો સમજનાર સમજે પછી તો... મસ્તીની બહાર... આવી જાય.

**પ્રિયતમને મળવાના વાયદાનો ચાળો**

હેદી હેદી મોટી કઅ્દીને, મારે હારી નાહી આવજેને, વેવામાં આવજોને, હદીકે માથેને નાચણે જાતેને, હહ્તે , હહ્તે નાચી નેહુંને, હારી વિલગીન નાચું નેહુંને, નાચતા નાચતા નાહી જાહુંને, મારે વાયદે કેહેની આવેને, તાપી ઉતરી જાતે રહુંને, તોરે માટી વિડ્ડા કરેને, દારવ પીઅ્ણે જાતેને, તાળાય તાળી પીઅ્ણે જાહું ને, છાકા જ પળહું નેયે, કુકળા વાહતે મકળે ચાવીને દારવં પીઅ્ણે જાતે રઅ્તે ને, હુંજાલં હોય ગં દિયાળ ઉંગળે મન્ડઅ્ને ચાલનીએ જાતે રઅ્તેને....

ખાટના તલે ખાટી તાળીને માટના માણી મીઠી તાળીને ગચાટી પીતેને, જરાક જરાક પીતેને,ઈહરી વાટેને નિહરી જાતેને, હેજે મારે કેમની આવેને, મામો મારો વિડ્ડ કરેને ટાન્ચો વિન્દળીને નાચ્ચા કરેને....

(તને જોઈ જોઈ મોટી કરી છે. તું આજે પેલા લગનમાં આવજે, આપણે સાથે હાથમાં હાથ નાખી નાચીશું. પગના ઠેકડા મારી નાચીશું. પછી ખાટલા નીખે ખાટી તાડી અને માટલામાં મીઠી તાડી છે તે પીશું અને મરઘા

બોલશે પછી ભાગી જઈશું.)

મસ્તીની સાથે હાસ્ય ન હોય તો પછી યુવાની કંલકિત થાય, માટે જ તો જુદા જુદા ચાળામાં વ્યક્ત થતી હાસ્યની સેર

વ્યારામાણે પોચ્યેકે મુંમરે નીચ્યેકે માંગે, જરાક જારાક વેંચી આપજે.... વ્યારામાણે ઉંજલં તમાખ ને ખહણામાણં તમખં તાણાવી દેજેને....તાળાય તાળીને વળાય પાનને ઈહરી માણી હિહરી માણી વિહળી તાળીને, નાળકૂવામાણી નાળકી તાળીને, ધાકળામાળી રાબળં જેહેને,...

(વ્યારાના પોચા મમરા છોકરા માંગે, વ્યારાનું સફેદ તમાકું ને તમખી તણાવી દેજે. તાડની તાડીને વડના પાન. નાળ કૂવાની (ગામનું નામ) નાળકી તાડી. તારું બાળક ઉંવા ઉંવા કરે, મરઘા બોલે ત્યારે (કુકળા વાહત) મકળા (મંકોડા) ચાવશે. તું આવી જજે.)

**ટારપામાં યુવતીને સાથે પ્રણયની અભિવ્યક્તિ**

ધોંઅ્ચ્યં પાથરી હુંવી રઅ્તેને, હોહોમાં પળીને, બોકામાં નીચ્યેકેઅ્ને માચામાં હુવતીને તીને, તોરે નીચકં નીડળી પળીને, તોરે નીચકં ઉંવા ઉંવા કરેને, તોરે નીચકાય જારા અમથં રમાળળી દહુંને જાતે રઅતેને,...

(ધોતીયું પાથરી સૂઇ રહેશું, તારુ બાળક ભલે રડે એને રમાડી શાંત પાડી તાપીને પેલે પાર જતાં રહીશું. તુતો મને બહું જ નાળકી (વ્હાલી) લાગે છે. તુ લગ્નમાં ન આવે તો મને સુનુ સુનુ લાગે)

(પ્રેમીઓને બહાના શોધવા જવું પડતું નથી ગાય ચરાવવા જવા માટેનું એક બહાનું અને એની વાત કોઇ

જાણી ન જાય એટલે ટારપાના સૂરમાં કહેવામાં આવે છે.)

ડોબે ચારતીને, બોકળે ચારતીને, ડોંગરા માહે જાતે રઅ તે ને, તો અરે ડોબે ભૂખ્ખે હોવેને, ચારને જાતે રઅ્ ને, તીતરી છાયળે ગોઠવી દહુંને, ગોવાલી પોહીને હહ્યા કરે ને, નાચ્ચા કરહું... તોરે કાબરી ચીતરી વાહડી વીયાય પળેને આપળે ઘરને વાટે જાતે રઅ્તે ને,

(ઢોરને બકરી લઈને ડુંગર પર જતાં રહીએ, તારાં ઢોર ભૂખ્યાં થયાં છે, તરસ્યાં થયાં છે. તેણે પાણી પાવી ચરાવતા જઈ આપણે ઝાડીમાં મસ્તી કરીશું)

યુવક યુવતીના સંવાદમાં ઠઠ્ઠામશ્કરી પણ જોવા મળે છે. જેમ કે,

તોઅ્રે દારવં ચચરં નાગે ને, ઉલટી કરે ને, તોરે ગામમાં નાચવાવાલાની મીલાત એવં કેવં ગામ....

(તારે ત્યાંનો દારૂ ચચરો લાગે અમને જરા નહીં ગમે. તમારા ગામમાં નાચવાવાળા ન મળે આવું કેવું ગામ)

**કલાના વાહકો**

દક્ષિણ ગુજરાતના ચૌધરી સમાજના નૃત્યોમાં ડોવળાનૃત્ય, તારપાનૃત્ય અને ડોવળી વગેરે નૃત્યો જુદાજુદા પ્રસંગોમાં જોવા મળે છે. અહીં વાઘનેરા આદિવાસી કલા સાંસ્કૃતિક મંડળના કલાકારો અને તેમના વાદ્યો-સાહિત્યનો વિશેષ પરિચય મુક્યો છે. આ કલાકારો સિવાય પણ ચૌધરી સમુદાયમાં ગામડે ગામડે કલાના ઉપાસકો વાહકો પોતાની પરંપરાને પેઢી દર પેઢી વહન કરી રહ્યાં છે.

| ક્રમકલાકારનું નામ | ઉંમર | કૃતિ |
|---|---|---|
| ૧. શ્રી રમણભાઈ ભુખીયાભાઈ  ચૌધરી | ૫૫ | ડોવળું વગાડનાર |
| ૨. શ્રી બાજીયાભાઈ કીકલાભાઈ ચૌધરી | ૫૪ | ડોવળું વગાડનાર |
| ૩. શ્રી છીતુભાઈ દામલાભાઈ  ચૌધરી | ૫૬ | દેવડોવળી વગાડનાર |
| ૪. શ્રી શંકરભાઈ દામલાભાઈ ચૌધરી | ૫૦ | તારપું વગાડનાર |
| ૫. શ્રી રંગાભાઈ નરોત્તમભાઈ ચૌધરી | ૪૮ | તોડીહિયું વગાડનાર |
| ૬. શ્રી સીંગભાઈ હનાભાઈ ચૌધરી | ૩૯ | ઝાંઝ વગાડનાર |
| ૭. શ્રી નિતીનભાઈ ગમાભાઈ ચૌધરી | ૩૦ | ઝાંઝ વગાડનાર |
| ૮. શ્રી સંદિપભાઈ સુરેશભાઈ ચૌધરી | ૨૩ | ઝાંઝ વગાડનાર |
| ૯. શ્રી ચુનિલાલ હનાભાઈ ચૌધરી | ૩૫ | નૃત્યકાર ભાઈ |
| ૧૦. શ્રી જગદીશભાઈ દશરથભાઈ ચૌધરી | ૩૦ | નૃત્યકાર ભાઈ |
| ૧૧. શ્રી કૈલાશભાઈ બાલુભાઈ ચૌધરી | ૨૪ | નૃત્યકાર ભાઈ |
| ૧૨. શ્રી હનીશભાઈ હરીલાલ ચૌધરી | ૩૦ | નૃત્યકાર ભાઈ |
| ૧૩. શ્રી પાર્વતીબેન બાબુભાઈ ચૌધરી | ૨૩ | નૃત્યકાર બહેન |
| ૧૪. શ્રી સંગીતાબેન બાબુભાઈ ચૌધરી | ૨૧ | નૃત્યકાર બહેન |

| | | |
|---|---|---|
| ૧૫. શ્રી નીતુબેન નાથુભાઈ ચૌધરી | ૨૩ | |

**નૃત્યકાર બહેન**

| | | |
|---|---|---|
| ૧૬. શ્રી પ્રેમીલાબેન સીંગાભાઈ ચૌધરી | ૨૦ | નૃત્યકાર બહેન |
| ૧૭. શ્રી સેજલબેન છનીયાભાઈ ચૌધરી | ૨૧ | નૃત્યકાર બહેન |
| ૧૮. શ્રી કનુભાઈ દામલાભાઈ ચૌધરી | ૫૪ | હોળી બાવો |
| ૧૯. શ્રી બાલુભાઈ બજારીભાઈ ચૌધરી | ૫૨ | ઘોડી નૃત્યકાર |
| ૨૦. શ્રી પ્રજ્ઞેશભાઈ સુરેશભાઈ ચૌધરી | ૨૭ | બુટી નૃત્યકાર |
| ૨૧. શ્રી સુરેશભાઈ રૂપસીંગભાઈ ચૌધરી | ૫૨ | નાયક |

**તંતુ વાદ્ય**

**ઘાંઘળી**

ઘાંઘળી તંતુ વાધ્ય છે. પાતળા વાંસના બે થી ત્રણ ફૂટ જેટલા ટૂકડાને એક છેડે દુધીનું નાનુ તુમડુ બાંધવામાં આવે છે. અને વાંસના બન્ને છેડે વાંસનીજ ખીંટી રોપવામાં આવે છે જેને તાર બાંધવામાં આવે છે. એક ખીંટી વચ્ચે રોપવામાં આવે છે જે તારને વાંસથી ઉપર રાખે છે. આમ ઘાંઘળી તૈયાર થાય છે. જેને બન્ને હાથમાં લઇને બન્ને હાથની આંગળીઓ દ્વારા વગાડવામાં આવે છે. ઘાંઘળી વાધ્યના કલાકાર વિપીનભાઇ જેઠીયાભાઇ ચૌધરી જે

બોરીઠા ગામ, માંડવી તાલુકો અને સુરત જિલ્લાના વતની છે. જે આ ઘાંઘળી વાધ્ય ૨૫ વર્ષથી વગાડે છે. કોઈ સમયે તેની સાથે ગીત પણ ગાવામાં આવે છે.

કેહલાહે વાઈડમાં વાંહલી વાજે મારૂ ભાયા
આપળે ડોવળોને વાંહલી વાજે મારૂ ભાયા
કેહલાહે વાઈડમાં વાંહલી ઉનાજેવા ભાયા
બોરીઠા ગામમાં વિચાર કરે મારૂ ભાયા
કેહલાહે વાઇડામેં નાચેગા જાહું મારા ભાયા
આપણે તેથેકા નાચણે જાહું મારા ભાયા
નાંચતા નાંચતા કાં થાકી ગયે મારૂ ભાયા
કેહલાહે વાઈડમાં ચોતેલી વાજે મારૂ ભાયા
કેહલાહે વાઈડમાં બેંટે વાજે મારૂ ભાયા
આપળે તીછેને વાંહલી વાજે મારૂ ભાયા
કેહલાહે વાઈડમે ઘાંગલો વજળાવુ ભાયા
નાચણે જાહું કાં બોરીઠા ગામમેં મારૂ ભાયા
આપળે ડોવળો કે વાંહલી વજાળુરા ભાયા

## અન્ય વાદ્યો

### કીરચો

વાંસની મોટી કામડી પર અડધા ઈંચના અંતરે આડા કાપ પાડવામાં આવે છે. એના પર નાની વાંસની કામડી ઘસવાથી અવાજ આવે છે. કીરચો વગાડનાર સામાન્ય રીતે રંગીલા સ્વભાવનો હોય છે તે ડોવળું વગાડવાવાળાને, નાચવાવાળાને અને જોવાવાળાને અનેક જુદા જુદા ચાળા કરીને મનોરંજન કરે અને કીરચે ગાય છે.

### દેવલાકડી

દેવલાકડી સામાન્ય રીતે ખૂબજ પવિત્રતાથી માનવામાં આવે છે. ઘરે પણ પવિત્ર જગ્યાએ ઊંચે ઘર સાથે રાખવામાં આવે છે. અપવિત્ર વસ્તુનો એના ઉપર પડછાયો પણ પડે નહીં અને કોઈ અપવિત્ર અડકે નહી, એને ઓળંગે નહી, એવી જગ્યાએ મૂકવામાં આવે છે, અને એને અપમાન ન કરાય એને ગાળો ન દેવાય એવી કાળજી રાખવામાં આવે છે. તેમાં વાંસની ભરત-લાકડી પાંચ ફૂટ, લોખંડની (ઘુમટ માળ પતરી) લોખંડની વળી (લાકડી નીચે)ની સામગ્રીથી તૈયાર થાય છે.

### તાસાં

તાસા- મજીંરા-કરતાળ જે એક એક હાથમાં એવા બે રાખવામાં આવે છે અને તે તાલ બદ્ધ રીતે

એકબીજાને ઠોકવામાં આવે છે એટલે એમાંથી અવાજ ઉત્પન થાય છે. જે સંગીતમાં વધારો કરે છે. જે કાંસા, રૂપા, તાબું, પીતળમાંથી બનાવે છે જે

**તૂર**

પશું-પંખીઓ પણ આનંદને બેવડો કરવા નૃત્યને માણે છે. જેમકે ચકલી ધૂળમાં રમીને નૃત્ય કરતી હોય, મોર કળા કરીને નૃત્ય સાથે આનંદનો ભાવ પ્રગટ કરતો હોય છે. અન્ય પ્રાણીઓ પણ ઉછળકૂદ કરતા દેખાય છે તે હકીકતમાં એમના માટે એક પ્રકારનું નૃત્યજ હોય છે અને એ પ્રકારે આ જીવો ઉત્સાહીત ક્ષણ ને માણતા હોય છે. એજ રીતે માનવી પણ જયારે આનંદીત હોય ત્યારે કોઈક ને કોઈક પ્રકારે નાચી ઉઠતો હોય છે. સ્વાભાવિક છે, કેમ કે માનવી પણ એક ઉર્મિશીલ જીવ છે. જીવનના નાના મોટા પ્રસંગો ઉત્સવો ટાણે માનવીના મન શરીરમાં પણ ઉત્સાહ સંચારીત થાય છે અને એનું પ્રાગટ્ય નૃત્ય દ્વારા થાય છે. જયારે નૃત્ય દરેક હલનચલન કરી શકતા જીવમાં જોવા મળતું હોય ત્યારે દરેક જૂથમાં નૃત્યના પ્રકાર અલગ અલગ હોય. વાદ્યો અને સંગીતની સુરાવલીઓ પણ વિવિધ પ્રકારે હોય. આમ જ ચૌધરી આદિવાસીઓમાં પણ તૂરનૃત્ય પ્રચલીત છે.

ચૌધરી સહીતનો આદિવાસી સમુદાય ખેતીની સાથો સાથ પશુપાલન સાથે પણ સંકળાયેલ છે. પશુપાલન હોય એટલે પશુઓને ચરાવવાનું કામ બહુધા કીશોર વયના છોકરાઓ કે પુરૂષોએ કરવાનુ હોય. જ્યારે પશુઓને ચરાવવા જંગલમાં લઈ જવામાં આવે ત્યારે ઢોરો ચરાવીને આરામ કરવાના સમયે બધા જાનવરોને એક જગ્યાએ

એકત્ર કરવામાં આવે. એ જગ્યાને ગોઠો કે ગોઠણ કહેવામાં આવે છે. જયારે બધા પશુપાલકો-ગોવાળો આ સમયે ભેગા થયા હોય ત્યારે મનોરંજન મેળવવા માટેના વિવિધ પાસાંઓ પ્રદર્શિત થતાં હોય, જુદી જુદી રમતો, અલગ અલગ ગીતો, વિવિધ પ્રકારનું સંગીત કે પછી હળવી ધીંગામસ્તી વગેરે. આમ જયારે ગોઠા ઉપર ગોવાળો ભેગા થયા હોય ત્યારે ઉપલબ્ધ સાધનોની મદદથી મનોરંજન પામવાના આશય સાથે ઢોરો ચરાવવા માટે રાખવામાં આવેલ લાકડીઓ ભીની જમીનમાં ખોસીને બે થી ત્રણ ફૂટ જેટલા ઉંડા અને ત્રણ ચાર ઈંચ પહોળા ગૂમ પાડવામાં આવતા અને આવા એક થી વધુ ગૂમ પાડી એની ઉપર બંને હાથોની થાપ મારીને વિશિષ્ટ અવાજો કાઢવામાં આવે છે. આ સુરાવલીઓના સથવારે ગોવાળો ઝૂમતા હોય છે. સુરાવલીઓ રેલાવવા માટે બનાવેલા ગૂમોને ચૌધરી ભાષકો 'ભોપીલા' કહે છે. એટલે ગોવાળો માટે જંગલમાં મનોરંજનનું કોઈ અન્ય સાધન ન હોય ત્યારે આ 'ભોપીલા' મહત્વના બની રહે છે.

**બનાવટ**

ગારા માટીમાંથી તૂરનો કાંઠો તૈયાર કરવામાં આવે છે. એક બાજુનો વ્યાસ આશરે સવા ફૂટ જેટલો અને બીજી બાજુનો વ્યાસ એકાદ ફૂટ જેટલો રહે તે રીતે ગોળાકારે ઘાટ આપી સુકાયા બાદ પકવવામાં આવે છે. પકવેલ નળાકારને 'કાંઠો' કહેવામાં આવે છે. કાંઠા પર બંને બાજુ એ ચામડું ચઢાવી ત્રીસ બત્રીસ કાણાઓ પાડી ચામડાની જ દોરીથી બંન્ને બાજુના ચામડાને બાંધવામાં આવે છે. આવી રીતે ચર્મવાદ્ય 'તૂર' તૈયાર થાય છે. જયારે તૂર વગાડવાનું હોય ત્યારે સુરાવલીઓ સરસ રીતે રેલાય તેમજ અવાજ કડક થાય તે માટે ચામડાનાં મધ્ય ભાગે

'ભેણ' (ડાંગરની પૂળી સળગાવીને તેમાં રાંધેલા ભાતનું મિશ્રણ કરી બનાવવામાં આવેલ ચીકાસવાળો પદાર્થ) લગાડવામાં આવે છે. તૂરની સાથે લગભગ પોણા ફુટનો વ્યાસ ધરાવતી કાંસાની થાળી ઉપર એટલી જ લંબાઈ ધરાવતી લાકડી પીટીને વગાડવામાં આવે છે.

તૂરવાદન હંમેશા થાળીના સથવારે જ કરવામાં આવતું હોય છે. આની પાછળ એવી પણ એક માન્યતા પ્રવર્તે છે કે 'તૂર' એટલે 'દેવ'નું અને 'થાળી' એટલે 'દેવી'ની. તૂરવાદન શુભ અને અશુભ બંને પ્રસંગે થતું હોય છે. ફેર એટલો કે શુભ પ્રસંગે અને અશુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા (તૂર વગાડવાની વિશિષ્ટ પધ્ધતિ) અલગ અલગ હોય છે. ઉપરાંત શુભ પ્રસંગે વગાડવામાં આવતા ચાળા સાથે વિવિધ પ્રકારના ચાળાને અનુરૂપ નાચણું પણ હોય અને અશુભ પ્રસંગોએ વગાડવામાં આવતા ચાળા વખતે નૃત્ય હોતું નથી. જેવી રીતે નૃત્યકારોએ નાચવું હોય એ ચાળાને અનુરૂપ 'લ્હેરયું' ગવાય અને એ રીતે વાદકોએ વગાડવું પડે. નહીંતર નૃત્યકારો 'નાંઈ...' 'નાંઈ...' બોલી ઈન્કાર કરે. યોગ્ય ચાળો વાગતાં જ નાચનારાઓ ઝૂમી ઉઠે અને નૃત્યનો ધમધમાટ થાય. ધાર્મિક વિધિ વિધાન ટાણે જે દેવનો ચાળો વગાડવામાં આવે ત્યારે નૃત્ય નહીં પણ એમાં દેવોને રીઝવવાનો ભાવમાત્ર હોય છે. અશુભ પ્રસંગે એટલે કે કોઈનું અવસાન થયું હોય ત્યારે જે ચાળાઓ વગાડવામાં આવે એના થકી સાંભળનારાઓમાં સંવેદના પેદા થતી હોય છે. વળી જુના સમયથી ચાલી આવતી આ પદ્ધતિમાં સંદેશા વ્યવહારનાં ટાંચા સાધનોની ખોટ પુરાતી હોય છે. જેમકે કોઈનું અવસાન થતાં વગાડવામાં આવતો ચાળો વાગતાં ગામના કે આસપાસના લોકોને ખબર પડી જાય કે કયાંક અશુભ પ્રસંગ બન્યો છે. શબને લઈને જે કંઈ ક્રિયાઓ કરવામાં આવતી હોય તે પ્રમાણેના અલગ

અલગ ચાળા વાગતા હોય તે ઉપરથી આસપાસનાં સાંભળનારાઓને ખ્યાલ આવી જાય કે હવે શબને સ્મશાને લઈ જવા માટે ઘરની બહાર આંગણે લાવી વિધીઓ કરવામાં આવી રહી છે. સ્મશાન તરફનું પ્રયાણ થઈ રહ્યું છે. સ્મશાને પહોંચી ગયા પછી પણ તે પ્રમાણેનો ચાળો વાગતો હોય. આમ, અગાઉ તો આ તૂરવાદન જ આસપાસ સંદેશો પહોંચાડવાનું કામ કરતું એમ કહેવાય તો ખોટું નથી. મરણ પછીના ક્રીયાકર્મ 'દહાડા' વખતે પણ તૂરના વિવિધ ચાળા વાગતા હોય અને તૂરીયાના ચાળા પ્રમાણે વિધિઓ આગળ ધપતી હોય છે. કેટલીક વિધિઓમાં તૂરીયા જ મુખ્ય વ્યકિત તરીકે હોય. જોકે સમયના વ્હેણ સાથે બદલાવ જોવા મળે છે.

લગ્ન જેવા સમયે તૂરીયા આવી જાય એટલે પધ્ધતિસરનું એમનું સ્વાગત બહેનો દ્વારા કરવામાં આવે છે. નાની-મોટી દરેક વિધિઓ સમયે તૂરવાદન અચૂક હોય જ અને એના થકીજ વિધિ કરનાર બહેનોમાં અનેરો ઉત્સાહ સંચારિત થતો હોય છે. લગ્ન ટાણે પીઠી લગાવવાના દિવસથી જ તૂર નો નાદ સંભળાતો હોય પરંતુ માંડવાના દિવસે એટલે કે લગ્નના આગલા દિવસે રાત્રે તૂરનૃત્યની અનેરી રંગત જામે છે. સંપન્ન પરિવાર હોય અને જો બે કે વધુ તૂરીયાઓ ભેગા થયા હોય ત્યારે રીતસર તૂરીયાઓમાં સ્પર્ધા જામે અને એનો આનંદ નૃત્યકારો ભરપૂર માણે. તૂરીયાઓને મથાવવા નૃત્યકારો એમના વાદનને નાપસંદ કરી જમીન ઉપર બેસી જાય અને તૂરીયા વિવિધ ચાળા વગાડી નૃત્યકારોને મનપસંદ ચાળા સાથે નાચવા જાણે કે રીતસર મનાવતા હોય ત્યારે અનોખો માહોલ સર્જાય છે. નાચવામાં એવું નથી હોતું કે સૌ અલગ અલગ નાચતા હોય ! પાંચ, દસ, કે પચ્ચીસ જેટલા નૃત્યાકારો નાચવા માટે એકત્ર થયા હોય એ દરેક એક બીજાની કમરમાં હાથ નાખીને જોડી

બાંધીને વિવિધ ચાળા સાથે વિશિષ્ઠ શૈલી પ્રમાણે નાચતા હોય છે. તૂર નૃત્યમાં ભાઈઓ બહેનો ભેગા જોડી બાંધીને નાચતા જેના માટે 'ઝાવડો બાંધીને નાચુંનાં' એમ કહેવાતું. હવે સમયના બદલાવ સાથે દક્ષિણ ગુજરાતના છેવાડાના અને  મહારાષ્ટ્રનાં દહાણુ જિલ્લાના કેટલાક અપવાદો બાદ કરતાં આ નૃત્યમાં બધા ભાઈઓજ નૃત્ય કરતા હોવાનું જણાય છે.

આમ તૂરવાદન શુભ-અશુભ બન્ને પ્રસંગોએ કરવામાં આવે છે. બન્ને પ્રસંગોના ચાળા અલગ-અલગ હોય છે અને શુભપ્રસંગોએ નૃત્ય સાથે લ્હેરીયાનું ગાન પણ થતું હોય છે. વિવિધ લ્હેરીયામાં આદિવાસી જીવન સાથે વણાયેલી બાબતો, આનંદ ઉલ્લાસ, ટીખળભાવ, સમાજોત્થાનનો ભાવ વગેરે જોવા મળે છે.

જેમ બાર ગામે બોલી બદલાય તેમ વિસ્તાર-વિસ્તાર પ્રમાણે તૂરનૃત્યના ચાળાઓમાં ફેરફાર હોય શકે. અમુક વિસ્તારમાં અમુક લ્હેરીયાં જોવા મળતાં હોય તે અમુક વિસ્તારમાં ન પણ હોય ઉપરાંત લ્હેરીયાના કેટલાક શબ્દોમાં કે કેટલીક વાક્યરચનાઓમાં પણ ફેરફાર હોય શકે છે.

### નાટયવેશ

સમાજમાં નાટયવેશો સામાન્ય રીતે વર્ષમાં એક વખત થાય છે. લોકો જ્યારે દેવસ્થાનકે જતા હોય ત્યારે આ નાટયવેશો થતા હોય છે. જેને હરખી નાટય તરીકે ઓળખવામાં આવે છે. દેવસ્થાનકે જવાની આગલી રાત્રે દેવસ્થાનકે જવાવાળા કેટલાક લોકો ગામની ભાગોળે પવિત્ર જગ્યાએ ભેગા થાય છે. જેમાં ડોવળીવાળા, દેવલાકડીવાળા, કિરચાવાળા, તાંસાવાળા, નાંચવાવાળા અને ધુણવાવાળા પણ જોડાય છે. ભેગા થયેલા સૌ

ધાર્મિક વિધિ વિધાન સાથે અલગ અલગ વિષયો પર નાટકો કરે છે. જેને પેળ તરીકે ઓળખવામાં આવે છે. દા.ત. ઝાળીપેળ વિષય હોય તો જંગલ ખેતરોની ઝાડી જેમાં સાગ, સાદડ, કરમદા વગેરે ઝાડવાઓની વાત કરે અને નાટક કરે. આમ ઘણા બધા પેળ હોય છે. જેમ કે ચોંટાણેપેળ, થારપેળ, વાળોપેળ, પંખીપેળ, કોઠારીપેળ, શૂરીપેળ, ચોકીદારાપેળ, દાવળાપેળ, વાળોપેળ, ભૂતાપેળ, ભૂતપેળ, આ બધી પેળમાં ડોવળીવગાડે, નાચે, અભિનય કરે અને ભગત બૂમો મારી ધૂણે છે. ભગત ધુણતો ધૂણતો ખમીશ કે ઝભ્ભો પહેરેલો હોય તે કાઢી નાખે છે અને સળગતા તાપણામાંથી લાકડુ લઈ ભૂતનું સ્વરૂપ ધારણ કરે છે. પૂર્વ દિશા બાજુ પ્રણામ કરીને સળગતા લાકડાનો એક છેડો જમીનને અડાડી ખળીની ફરતે ચોકડી પાડી આગ લગાડે છે. એટલે બધા કહે છે કે દવાપળો ભૂત લાગ્યો. આ આગ બુઝાવવા માટે પાછળ પાણી રેંડે છે અને આગને ઓલવે છે. આમ કરી ખળીને ચોખ્ખી (પવિત્ર) કરે છે. પછી ભગત બૂમ પાડે છે કે ગામના જુવાનીયાઓ ચાલો આપણે ખળી સાફ કરવાની છે. એટલે બધા પાવડા, ત્રિકમ, કોદાળી, ધાર્યુ, દાતડુ લઈને આવો. આ બૂમ સાંભળી ચાર પાંચ જણ ખળીમાં જઈ ઝાડના ખૂંટા ખોદવાનો અને તેને ઉંચકીને બહાર કાઢવાનો ઢોંગ કરે છે. તેમાંથી કોઈ એક પુરૂષ ચાદર ઓઢીને બેસી જાય છે અને તેને બધા આ મોટું ખૂંટુ છે તેમ કરી પાવડા, ત્રિકમથી ખોદવાનો અને તેને ઉંચકીને બહાર ફેંકી આવવાનો ઢોંગ કરે છે. સાથે કેટલાક ઘાસ કાપવાનો તો કેટલાક નીંદણ કરવાનો પણ અભિનય કરે છે.

આ બધા કામ કરવાવાળા માટે ભગત નીરો લેવા માટે પારસીને ત્યાં જાય છે અને મોડો આવે છે. એટલે તેને બધા મજૂરો મારે છે. ભગત દારૂપીવા માટે મજૂરોને પાંદડા વહેંચી તેમાં દારૂ આપે છે. દારૂપીને

નશો ચઢે એટલે બધા છાટકા થાય છે. ત્યાર બાદ ખળી વાળવામાં આવે. જેમાં બે બળદ જોડે અને એક જણ બળદ હાંકવાવાળો બને, ને ખળીમાં સમાર ફેરવે. આમ અભિનય કર્યા બાદ પછી નાચણુ શરૂ કરે છે. નાચણામાં હોંકારો ભરતા જાય ને જે ભોગારી હોય તે સવાલો કરે અને ધુણવાવાળો તેના જવાબ આપે છે. ભોગારી માથે ટોપી કે પાઘરી ને ખમીશ પહેરેલો હોય છે. ધુણવાવાળા ને ભોગારી વડની મૂળ નો ગૂથેલો ચાપકો શરીર ઉપર જોર જોરથી મારે છે. તોય તેને વાગતો નથી. આમ અભિનય સાથે નૃત્ય ચાલે અને પેડું બોલે છે. જેમાં હલપેળ, થરપેળ, હાકીયળોપેળ, ઓરાણપેળ, કડોળવાન પેળ, પાસ્ટપેળ, પોરહીપેળ, ફટ્ટીપેળ, દારૂમાપપેળ, નાણું પેળ, ખોળોપેળ, જાંજરપેળ, સાદાનપેળ, વાટપેળ, ફમરાપેળ, ગાંડોવેહળો પેળ, દરિયાકાંઠો પેળ, પારપેળ, માછલીપેળ, કાટીપેળ, માલપેળ, વાવળીપેળ, કોહોપેળ, પાટપેળ, વાળીપેળ, હાટપેળ, કાચ્છપેળ, હળકુંપેળ, દાદરંપેળ, ગોવાળપેળ, ગાય ગોઠાણપેળ, ફેહમાદાણપેળ, ગોલીપેળ, રવિપેળ, નેત્રપેળ, રાજાપાંઠોપેળ, રાતપેળ, તારાપેળ, રહણીપેળ, દાતુણેપેળ, વેવાપેળ, ફરગુલીપેળ, ચૂનો પૂંજવાણં પેળ, હોળીપેળ, એવા ૭૦ જેટલા પેળ આખી રાત ચાલે છે.

આમ હરખી વખતે આખી રાત નાટકો, સંવાદો, નૃત્ય થયા પછી વહેલી સવારે હરખીએ જનાર દરેક વ્યક્તિઓ ન્હાય ધોઈને નવા કપડા પહેરી પૂજાવિધિ માટે તથા રસોડા માટેની જરૂરી સાધન સામગ્રી બળદગાડામાં ભરીને દેવે જવા સૈ નિકળે છે.

### હોળી

ચૌધરી સમાજમાં હોળીના પંદર દિવસ આગળ પહેલા ગામ લોકો હોળીની ગામમાં તૈયારી કરતા હોય છે. ગામમાં અલગ- અલગ રીતે વાજિંત્રો વાગતા હોય છે. હોળીની ઉજવણી કર્યા બાદ તેઓ એક જગ્યાએ ભેગા મળીને ઘેર ઉઘરાણી કરવાની તૈયારી કરે છે. હોળીના બીજા દિવસથી એક ટુકડી બનાવીને ઘેરૈ ઉઘરાવવાની તૈયારી કરે છે. આ ટુકડી ગામડે ગામડે ફરીને પોતાના મનોરંજન માટે ઘેર ઉઘરાવે છે. ઉઘરાણીમાં અનાજ કે પૈસા લેતા હોય છે. આને ઘેર ઉઘરાવવું કહેવામાં આવે છે.

### ઘેરૈયાનો વેશ

આ વેશ એક પુરૂષ ઘેરૈયાનો વેશ ધારણ કરે છે. તે પોતાના શરીરે રાખોડી, મેશ, કમરમાં ડોયલી કે તુમડુ કે હાથમાં તીરકામઠું અને ૨૦-થી ૨૫ જેટલા વાજિંત્રો સાથે નાચતા કૂદતા ગામડે ગામડે ફરીને ઘેર ઉઘરાણી કરે છે. આ ઘેર ઉઘરાણી વખતે ઘેરીયો ઘરે ઘરે ફરીને અલગ અગલ અલગ ચાળા કે વ્યક્તિ, બાળકોને પોતાના તીરકામઠાના ઈશારાથી તેઓને પજવણી કરતો હોય છે. આ ઘેરનો વેશ હોળીના પાંચ કે છ દિવસ સુધી ઉઘરાણી કરે છે. આમ તેઓ ઘેરિયાનો વેશ પોતાના મનોરંજન માટે જ કરતા હોય છે.

### ઘેરાણીનો વેશ

હોળીની બીજા દિવસે પુરૂષ સ્ત્રીનો વેશ ધારણ કરે છે. પુરૂષ પોતાના શરીરે સ્ત્રીના કપડા, કાળીમેશ,

હાથમાં સૂપ્ડુ અને ચાટવો અને તે પુરૂષ મૌન વ્રત ધારણ કરે છે. આ ઘેરાણી પાંચ દિવસ સુધી કોઈ વ્યક્તિને બોલી શકતી નથી. પોતે ખાટલા ઉપર કે ઘરમાં ઊંઘી શકતી નથી પણ તે પોતાના ઘરણા આંગણામાં નીચે પથારી કરીને ઉંઘે છે. તે પોતાના શરીરના ઈશારા દ્વારા જે કહેવુ હોય તે કહે છે. આ ટુકડી વાજિંત્રો સાથે નાચતા કૂદતા મનોરંજન માટે ગામડે ગામડે ફરીની ઘેરની ઉઘરાણી કરે છે.

### હરખી નૃત્ય

ગામમાં પશુ, પ્રાણી, માનવ, ખેતીવાડી બધુ સારી રીતે થાય, ગામમાં કોઈ પણ પ્રકારનો રોગચાળો ન થાય. દરેક રીતે ગામમાં સુખાકારી રહે તે માટે ચૌધરી સમાજના લોકો વર્ષમાં એક વખત જ્યાં મોટાદેવના સ્થાનકો હોય ત્યાં બાધા માનતા રાખવા કે પૂરી કરવા માટે હરખી લઈને જાય છે. હરખીમાં સામાન્ય રીતે મોટુ ગામ હોય તો ગામના ફળીયા પ્રમાણે લોકો ભેગા મળીને જાય છે. અને ગામ નાનું હોય ત્યારે એક જ જૂત બનીને જતા હોય છે. જેમાં ભાઈઓ-બહેનો, બાળકો, આગેવાનો જાય છે. સાથે દેવડોવળી, કિરચો, દેવલાકડી જેવા વાદ્યો લઈને નૃત્ય કરતા કરતા જાય છે. તેમજ પૂજા કરવા માટે જરૂરી સામગ્રી જેવી કે નાળીયેર, સિંદૂર, કંકુ, ઘી, તેલ, દીવો, ફૂલ, ચોખા, મરઘુ, બકરું વગેરે લઈને જતા હોય છે. તેમજ દેવની પૂજા કરવા માટે ભગત પણ સાથે હોય છે.

ગામના લોકો હરખી લઈ જવાના હો તો પહેલાં ગામ કે ફળિયાના લોકો ભેગા મળે છે. અને નક્કિ કરે છે કે આ વર્ષે કયા દેવસ્થળે જવું છે. દેવ સ્થળ નક્કી થયા પછી દિવસ નક્કિ કરે છે. જેમાં ખાસ કરીને

મંગળવાર કે રવિવારનો દિવસ શુભ હોવાથી આ બે દિવસમાંથી એક દિવસ નક્કી છે. ત્યાર બાદ દેવના સામાનમાં શું શું લઈ જવું, જમવાનું શું બનાવવું એ બધુ નક્કી થયા પછી યોગ્ય ફંડ ફાળો નક્કી કરવામાં આવે છે. આમ ચર્ચા પૂરી થયા પછી આ વાત આખા ગામમાં ફેલાવી દેવામાં આવે છે. કે આ વારે હરખીએ જવાનું છે.

જે દિવસ નક્કી થયો હોય તેના બે ત્રણ દિવસ આગળથી ગામમાં પવિત્રતા જાળવવામાં આવે છે. જો કોઈ સ્ત્રી રજસ્વલા હોય તો તે પોતાનું ગામ છોડી સગા સબંધી અથવા મિત્રવર્ગમાં જતુ રહેવું પડે છે. હરખીએ ગયેલા લોકો ગામમાં આવીને પૂજા વિધિ કરે પછી જ ઘરે અવાય છે. અને જો કોઈ સ્ત્રી આ પ્રકારે હોય અને ઘર ન પાડે તો તેના ઘરમાંથી કોઈ વ્યક્તિને દેવમાં જવાતું નથી. દેવમાં જવાનું હોય ત્યારે ચોખ્ખા ધોયેલા કપડા પહેરવું, અપશબ્દો કે ગાળ બોલાય નહિં. કોઈને છેતરાય નહિં, મજાક મશ્કરી ના કરાય જેવી તમામ બાબતો ધ્યાનમાં રાખવી પડે છે. અને જો ભૂલે ચૂકે કોઈ આવુ કરે તો આફત આવી પડશે એમ માને છે. દેવે જવાના બે દિવસ આગળ ગામની ભાગોળે પવિત્ર જગ્યાએ હરખીએ જવાવાળા અમુક વ્યક્તિઓ ભેગા મળે છે અને રાત્રે ગીત, નાટક, સંવાદ, નૃત્ય, ધુણવાનું કામ કરતા હોય છે. પછી સવાર થતા વિધિ કરીને હરખીએ જવા નિકળે છે.

સવારના પવિત્ર સમયે બધા હર્ષોલ્લાસથી દેવની પૂજાનો તથા જમવાનો સામાન લઈને હરખીએ જવા પ્રસ્થાન કરે છે. જેમાં કેટલાક બળદગાડા પણ સાથે લેતા હોય છે. દોવળી વગાડતા ને દેવલાકડી ઠોકતા નાચતા કૂદતા બધા જાય છે. દેવ સ્થાનકે પહોંચ્યા પછી દોવડા વગાડનાર દેવના ગીતો ગાય છે. અલગ અલગ ચાળા સાથે

દોવડા વગાડે છે ત્યારે નાચનારો પણ હોંકારા ભરીને આનંદથી નાચતા હોય છે. જેને હરખી નૃત્ય તરીકે ઓળખવામાં આવે છે.

### સાહિત્ય

આદિવાસી સમાજોમાં સામાજીક ધાર્મિક પ્રસંગોમાં ગીતો કથાઓ થતી હોય છે. લગ્ન પ્રસંગોમાં લગ્ન જોડાય ત્યારથી લઈને લગ્નનો પ્રસંગ પૂરો થાય ત્યાં સુધી વિધિને અનુરૂપ ગીતો ગવાય છે. ડોવળુ વાદ્ય વગાડનાર પ્રસંગને અનુરૂપ ગીતો ગાય છે. તારપુ જેવા વાદ્યમાં પ્રેમીપંખીડા પોતાના ભાવની અભિવ્યક્તિ રજૂ કરે છે. ધાર્મિક પ્રસંગોમાં ગીતો સાથે કથા, વાર્તા પણ થતી હોય છે. અથવા તો સાંજના કે નવરાશના સમયે બધા સાથે બેસે ત્યારે ઉંમર લાયક વ્યક્તિઓ વાત કરતા કરતા વાર્તા શરૂ કરી દે છે. આમ ચૌધરી સમાજમાં પણ ઘણીબધી રીતે સાહિત્યનો બેનમુન ખજાનો જોવા મળે છે.

### ગીતો

#### લગ્નગીતો

#### સગાઈનું ગીત

છોકરા-છોકરીની સગાઈના પ્રસંગે છોકરા છોકરીને પાટલા ઉપર ઉભા રાખીને સગાઇ વિધિ કરવામાં

આવે છે. છોકરાને પાટલા ઉપર પહેલો ઉભો રાખવામાં આવે છે તે સમયે છોકરી તૈયાર થતી હોય છે ત્યારે આ ગીતો ગાવામાં આવે છે.

અમારે ભાયો પાટને ઊભો વાટ હેરે યે
સાલી વાર્દા કોતળેક દૂર રહે યે

જોડામાં જોડ જોજે આપે ભાયા (૨)
જોડામાં જોડ જોજે આપે બેના (૨)
નિલેશ બાઠો પોયડો આપે બેના (૨)

ઉચોરા ઉચો ભાયો કેલ્યે પાતરે વધીનો
બાઠી યે બાઠી વર્ધા ખોટો રોપીન બેઠીની

હળ હળ પાતરો થરીને દ આપે બેના રે
આપળે પાતરાઈ કા નવાઈ આપે બેના રે
હળ હળ ગોળ થરીને દો આપે બેના રે

આપળે ગુલાઈ કાં નવાઈ આપે બેના રે

**લગ્ન સમયનું દેવગીતઃ**

લગ્ન પ્રસંગે પીઠી ચોળતા પહેલા દેવસ્થાનકે પૂજા વિધિ કરવા માટે જાય છે. ત્યારે દેવને સંબોધિને આ ગીત ગાવામાં આવે છે.

દેવાય જીજો જે તી આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય નાયરાલ જોજે નાયરાલ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય દિવો જોજે દિવો આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય કંકુ જોજે કંકુ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ચોખા જોજે ચોખા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ધુપહળી જોજે થુપહળી આમે નાવેરા દેવા... દેવાય જીજોજે
દેવાય ફૂને જોજરે ફૂને આમે નાવેરા દેવા... દેવાય જીજોજે
દેવાય દૂદ જોજે દૂદ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે
દેવાય ખોળા જોજે ખોળા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય હગળી જોજે હળગળી આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય કુકળ જોજે કુકળ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી

દેવાય બોકળ જોજે બોકળ આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી
દેવાય થજા જોજે થજા આમે નાવેરા દેવા...દેવાય જીજોજે તી

દેવપૂજા માટે દેવને જે જોઈએ તે લાવે છે. નારિયેળ, કંકુ, ચોખા, દૂધ, બકરું, મરઘુ, ફૂલ, ધૂપસળી, દીવો વગેરે...

**હળદીગીતઃ**

લગ્ન પ્રસંગે પીઠી ચોળવાની વિધિના સમયે ગામ, ફળિયાના સ્ત્રી, પુરૂષો અને બાળકો સૌ ભેગા થાય છે. વર કે કન્યાને પીઠી ચોળતી વખતે પીઠીના ગીતો ગાવામાં આવે છે. જેનાથી ગામ કે ફળિયામાં ખબર પડે છે કે પીઠી ચોળવાની થઇ રહી છે.

હલદી તુતે કાશ્યાવાડીમાં રયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે કાશ્યાવાડીમાં રોપાયલી  હલદી ભમરૂડો
હલદી તુતે કોદલિયે ગોળાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે દાતલિયે નીંદાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે કોદલિયે ખોદાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે ઉખલિયે કુટાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે ઘંટીએ દલાયલી રે હલદી ભમરૂડો

હલદી તુતે ચાન્નીમાં ચલાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે તેનામાં રોલાયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે વરતાભાઈને ચળે રે હલદી ભમરૂડો
હલદી તુતે કાશ્યાવાડીમાં રયલી રે હલદી ભમરૂડો
હલદી તુતે કાનાભાઈને ચળે રે હલદી ભમરૂડો
હલદી તુતે નિલેશભાઈને ચળે રે હલદી ભમરૂડો

**માંડવાનું ગીતઃ**

લગ્ન પ્રસંગે લગ્નના પહેલા દિવસે થાંભલી રોપવાની વિધિ કરવામાં આવે છે. તે સમયે આ ગીત ગાવામાં આવે છે.

બારબેલીનો માંડવ રોપ બેની રે વેવારીયો
એક થાંભલી બીજી નાંખ તીયાર માંડવો ખાસો હોય બેની રે.....
એક થાંભલી પપળાઈ નાંખ તીયાર માંડવો ખાસો હોય બેની રે.....
એક તોરણ બીજો બાંધ તીયાર માંડવો ખાસો હોય બેની રે.....

**માંડવાનું ગીતઃ**

લગ્ન પ્રસંગે ફળીયાની સૌ બહેનો વર કે કન્યાની ભાભી, કાકીને તેમના નામો લઇને ભાંડવવાના ગીતો ગાતી હોય છે.

અજીતાકોમ દેખાડે આવજે રે અમારે સાંયડેમાં
તોરે કોમ દે આવલે કાડજે રે
ખૂચઠોક પાટવે ઠોંકે કોમ દેઆવલે કાડજે રે...

બાંડો વાંદર તાડે ચઈડો આંબાલોલ
અલકાને લેતો ચઈડો આંબા લોલ

હતાયે કયેયે રામુ (૨)
ખિજવાતી નખેયે રામુ (૨)
હતાયે કયેયે રે જશુ (૨)
ખિજવાતી નખેયે રે જશુ (૨)
હતાયે ક્યેયે શારદા (૨)
ખિજવાતી નખેયે શારદા (૨)

લગ્ન પ્રસંગે મંડપ પડેલો હોય ત્યારે જુવાન છોકરીઓને સંબોધિને આ ગીત ગાવામાં આવે છે.

અમી અમી ચેતીને જાય જોવાનીયે તરે
તંપા હારા ઉખવીને જાય જોવાનીયે તરે
લાંબો હિતો તાણીને જાય જોવાનીયે તરે
ડોલે આંજણે આંજીને જાય જોવાનીયે તરે
ઈલીંકે પીલીંકે હેરીને જાય જોવાનીયે તરે
લાંબો સેંતો ગૂંથીને જાય જોવાનીયે તરે
સેંડે કોકણોં માલીને જાય જોવાનીયે તરે
કાપરો હાડલો પેરીને જાય જોવાનીયે તરે
રાય નુંગળો પાંગરીને જાય જોવાનીયે તરે
લાંબો ઘુમટો તાણીને જાય જોવાનીયે તરે
દોબડા હારે નાચીને જાય જોવાનીયે તરે
સંદસંદ નાચીને જાય જોવાનીયે તરે
બાગમાં ઝાંઝરો પેરીને જાય જોવાનીયે તરે
છમ છમ નાચીને જાય જોવાનીયે તરે
ધમ ધમ ચાલીને જાય જોવાનીયે તરે
પગમાં ચંપલ પેરીને જાય જોવાનીયે તરે

પીટીક પીટીક ચાલીને જાય જોવાનીયે તરે
આગલ પાછલ હેંડીને જાય જોવાનીયે તરે
ઈલીક પીલીક હેરીને જાય જોવાનીયે તરે

લગ્ન વિધિ પૂરી થયા પછી વર અથવા કન્યાપક્ષનું ડોવળુ વાદ્ય બગડી ગયું હોય ત્યારે નાચવાવાળા આ ગીત ગાતા હોય છે.

પારકે ડોવળે નચાઈગો, છેતરાઇજો વાયો બેના
જાગી કંઇની જવાયો, છેતરાઇજો વાયો બેના
પારકી ફુઈમાં ફુલાઈગો, છેતરાઇજો વાયો બેના
હાલી ગોવાલ રવાઈગો, છેતરાઇજો વાયો બેના
મજૂર ધંધે જવાઈગો, છેતરાઇજો વાયો બેના
ડેમ કોમે જવાઈગો, છેતરાઇજો વાયો બેના
ભઈણા વગર રવાઈગો, છેતરાઇજો વાયો બેના
બામણો લાવીન પરણાઈગો, છેતરાઇજો વાયો બેના
દારૂ તાડી પીવાઈગો, છેતરાઇજો વાયો બેના
રાજ ફરહે રવાઈગો, છેતરાઇજો વાયો બેના

ધરમ ફરહે રવાઈગો, છેતરાઇજો વાયો બેના
ફણીના ફરહે રવાઈગો, છેતરાઇજો વાયો બેના
ભગત ફરહે રવાઈગો, છેતરાઇજો વાયો બેના
ડોહી ડાકણો મણાઈગો, છેતરાઇજો વાયો બેના
ખતરો વેતરો કળાઈગો, છેતરાઇજો વાયો બેના
ઉતરીન કપડે પેરાઈગો, છેતરાઇજો વાયો બેના
કંટોલ દુકાને જવાઈગો, છેતરાઇજો વાયો બેના
બેંટે હુનકે વાઈગો, છેતરાઇજો વાયો બેના
ઝાડવે કંઇની રોપાયે, છેતરાઇજો વાયો બેના

**દેવ ગીત :**

આદિવાસી દેવાયે મોટે મોલેરા (૨)
આદિવાસી દેવા હે ઊંચે મોલેરા (૨)
કાંજણ ગામમાં તે ગોવાલ દેવોરા(૨)
કુકળો વાહયોરા દેવી પાયણામાં હરકીરા...આદિવાસી દેવાહે
પદમડુંગરી માંતે ખુહમાય માળીરા (૨)

ફરીપાગે દેખીને થુહરાય આવીરા...આદિવાસી દેવા હે
દેવાલ પાળામાં તે દેવલી માળીરા (૨)
બગલો ગળ દય્ળોરા દેવી હુપળા ઓથેદ પીરા...આદિવાસી દેવા હે
દેવ મોગરામાં તે યાહામોગી માતા રા (૨)
પીપલવાળામાં તે આંહીદો દેવો રા (૨)
રાજા પાંઠો દય્ળોરા દરા દેવી પાય્ણામાં કૂદી રા (૨)....આદિવાસી દેવા હે
પીપલવાળામાં તે આંહીદો દેવો રા (૨)
રાજા ફીલ તેય્ળોરા આંહીદો દળતો આવે રા...આદિવાસી દેવા હે

આદિવાસીઓના દેવોનું સ્થાન જે તે પવિત્ર સ્થળ ઉપર આવેલું છે. ડુંગરની ટોચ ઉપર, ખીણમાં કે કોઈ ભેખડની ગુફામાં કે મોટા વૃક્ષના થડમાં છે. જે તે ગામ અને એનો ઈતિહાસ બતાવેલ છે.

**રોપણીનું ગીતઃ**

ડાંગરની રોપણી કરવા માટે આ સમાજમાં સાટા પધ્ધતિથી રોપણી કરવામાં આવે છે. એક ખેડુતની રોપણી પુરી થયા પછી બીજાના ખેતરે રોપણી માટે બધા જાય છે. આમ ચાર પાંચ ઘરોનું જૂથ બનીને રોપણી કરતા હોય છે. ત્યારે રોપણી કરતા કરતા બહેનો આવા ગીતો ગાતી હોય છે.

રોપણી હારી રોપજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
કાદુ હારૂ પાડજેલા  નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
પડવો હારો પાડજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
પાન્યો હારો મારજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
તીરૂ હારો થાનજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
પૂલા હારા બાંધજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
રોપણ હારો રોપજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
પૂલા હારા વેરજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
પાણી હારો રાખજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
રોયા હારો બનાવજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
નોતરોં હારોં નાખજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
કાદુથી હારે ખાંડજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
ખડવલ હારૂ ખાંડજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
બલ્ધ્યે હારે ચાલજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
ફાંગળે હારે ફાગુજાલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો

તીરવાય હારે બેહજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
બાફણાન રોત્નો ખાજેરા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
રોપણી પૂરી કરજોરા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો
ખરબર રોયો ખોહજેલા નવોજૂનો દાણો કોઠીમાં ભરજો

**હોળીગીતઃ**

હોળીના તહેવારમાં હોળીના પંદર દિવસ અગાઉથી દરરોજ સાંજે ગીતો ગાયને નાંચવામાં આવે છે. જે હોળી પછી પાંચમ સુધી ચાલે છે. તેમાં તે સમયની ઋતુ અને વાતાવરણને સંબોધિને ગીતો ગાવામાં આવે છે.

હોલીબાઈ આવી વરહે દિહે, પૂછે પટનાઈખો રે (૨)
પટનાઈખો તે ખુગીરા લાયે ખુગીરા લાયે, તી પટનાઇખો રે (૨)
પટનાઈ આંગણ ખુગીરા લાયે ખુગીરા લાયે, તી પટનાઇખો રે (૨)
પટનાઈ સારૂ ખુગીરા લાયે ખુગીરા લાયે, તી પટનાઇખો રે (૨)
પટનાઈ આંગણે આંબો આંબો લૂમા લૂમે, આંબો લૂમા લૂમે (૨)

**વાર્તાઃ**

**ખ્હર જમાહાય**

એક નિચાક હોતનો. તીયાણે બે ફાહા હોતના તે બેંહુ ફાહા પન્નાય ગના તીણે બેહુ ફાવહાય ખ્હરને બધજ કામ તીયા નિચકા પાહા કરાવતાના. ને તીણે ડોબેહે ચારાવાત, એક દિહીં ડોબે ચારતા ચરતા તીંયા નીચકાણે બે પયહા જયળા એટલે તી નીચક બઅજ રાજી હોય ગ ને, બમીન્ત બમીન્ત ખ્હર ગ 'મને પયહા જયળારો, રો માને પયહા જયળા.'

ફાહા : હે પયહા આમાહાય આપી દે તું નાખી દેહે.

નીચાક : નાખવાણો ? હાય નાડી નાવવાણો હોમ !

ફોજાહાઇ : જા...જા.. તોરે બે પયહાણી નાડી આવતી હોય ?

નીચાક : હવે ? આવતી જ ની હોય ને ? હાય તે નાડી નાવીંહી જ તો...!

ફાહા : ઉબો રઅ તીયા

ફાહા તીયા નીચકાણે ખોદળી નાગો એટલે નીચાક નાઠો. તીદાળે ખ્હર આવોજ કાયની ફોખો ને તીરહો રઅયો તતરામાં કેલે વેચણે અવ અતરે તીયે નીચકે તીણે બે પયહાણે કેલે નેદે. ને ખાયળે તીળે એક બાવલા નીચે બેહીંને કેલે ખાદે, ને કેલાણે સબળે ઉચે બાવલા પાહા ગીટાળી દે દે ને એક કેલઅ ખાતો ખાતો થોબણઅ ડગલે થોંતન તીયા ગો અતરે થોબણાએ નીચક કઅતો હાસે કા -

થોબણાયનીચાક : 'બાપુ બાપુ હલો નીચાક કેલઅ ખાતોઆ મને હુ નેય આપની' ?

થોબણઅ : 'એ નીચકા કાઆથી કેલે નાવો'?

નીચાક : 'હલા બાવલા પાર જોજે તતરે કેલે આવે હાતીથેજ ત હાય નાવો '!

થોબણઅ : હાય કેલે નેય આવઅ તાણું ઇં ડગલે ને નીચકાય હાચુવજે હાકા

નીચાક : 'હઅ હાચવીહીં'

થોબણઅ : કેલે નેણે ગઅ તાણું તો નીચાક બદ્દે ડગલે નેયને નીહીં ગો . જાતા જાતા વાટીમાં એક કુવો આવો,

તીયા થોબણાય ડગલે પેએરીને કુવામાં તીયાણે ઓલઓ હેદતો હાસે તતરામાં રાજાણે સિપાઇ પયહા ઉઘરાવણે ગનો તીંયો આવી રઅયો અતરે તીયે નીચાકે વેલે વેલે ડગલે કાળીન મુકી દેદે.

સિપાઇ : 'એ નીચકાઆ ...નીચકા, ઇયા કુવાણી પાટ પાર ઉજલે ડગલે પેએરીને રાજા જેવો જેહે ફીરતો દેખસોને?

નીચાક : હાયથે હોતનો ! બીજઅ આય કીડઅ હોતનઅ ?

સિપાઇ : અતરે હારે નુગળે કાંથી નાવનો ?

નીચાક : જોજે તતરે કુવામાં હાઅ મારથીં ઉચકાયે તતરેજ હાય નાવો તુ તે મોટો હા અતરે વદારે નાવહે.

સિપાઇ : ચાલ તીંયા હાઅય હુ નેણે જામ તતરે ઓ ખોળો ને રાજાણે પયહાણી કોઠલી હા તે તું હાચવજે

નીચાક : હઅ હાચવહી.

સિપાઇળ કુવામાં કુદી પયળ અતરે તો નીચાક હલો ખોળો ને પયહાણી કોઠલી નેયને નાહાય ગો. નીચાક ખોળા પાર બેહીંને જાતનો તીયાં વાટીમાં એક ડોહની ને તીયે ડોહનીણે ડીખરીહીં મીલી ગોઇ.અતરે ડોહની કઅતી હાસેકા '

ડોહનીઃ એ ખોળા વાલા ઉબો રઅ મા'રે ડીખરીહીં બઅ થાકી ગોઇ હાસે તું બેહવાળી ને જા રા '

નીચાક : ચાલ તીયા વેલી બેહીં જા.

ડોહની : નીચકા તો'રે નામ કાજારા'

નીચાક : 'મારે નામ તે ખ્હર જમાહાય' નીચાક તીયે નીચકીણે બેહવાળી નેયને ખ્હરુજ નાહી ગો. ત્યાંણે બેહુ ફાહા ને ફોજાહી તે હેંદતે રય ગયે,ને ફાહા કતો હાસે કા.

ફાહા : બાબા બાબા હલો તે હાચુ જ નાડીનેયને આવી રયો રા નાડી હોવ નાવોને ખોળો હો નાવો હાસે.

બીજો ફાહા : હામુ હો આપળાહાય ની ગાંઠે, ચાલ તો હુવી જાય તીયા આપળે હાંયાણે આખો ખાટનો જ કુવામાં નાખી દેહુ. અતરે હો મરી જાઇ ને બદઅ આપળે જ હોય જાઇ અતરે રાતીણા તીયાણે કુવામાં નાખી  આવા ખાટનો તે કુવામાં તણગાય રયો, આદાન્નઅ હોવઅ અતરે તીયાં રયને બોકળાહા વાલો જાતનો અતરે તો નીચકે કૂવામાંથી બમીન્નોઅ અતરે બોકળાહાવાલો કુવામાં હેંદણે આવો.અતરે તીએ ફરવાળે થાયરાણે ડાંડી આપીને કુવા માંથો કાળી નેદો ને હારી હલી પહયાણી કોઠલી ખાટનેં જ નેયને હું વતોનો તેએ હારીજ  નેયને નિકુલ્લયો તીયા ફરવાળે તાયાણે પૂચ્છ કા.

ફરવાળ : તુ કાજા કરતોનો કુવામાં ઇયા કોઠલામાં કાજા નાવો ?

નીચાક : કાજઆ નેયને આવે આયું હાય તે પયહા નેણે ગનો એ દેખસા ખા કુવામાં જોજે તતરા પયહા હાસે માને જતરા ઉચકાયા તતરા જ નાવો તે.

ફરવાળ : બોકડાહાય ઓ ટોલો તુ હાચુવજે ને હાયહું પયહા નેણ જામ હામટાજ ઉચકી નાવહીં ને ફરવાળો કુવામાં કુદી પઅળો ને તો નીચકો બોકળાહાય બધો જ ટોલો નેયને ઠોકતો ઠોકતો પાછો જ ખ્હર આવી રયો .તીણે ખ્હરાણે વાડામાં બોકળે ખેની દેદે પાછો તો જાતે જ બોકળાહાય વિડેકા થા.થા.થા.થા. પટેલના વાળામાં ભરાય જાહાય થા.થા.થા.થા.

અતરે હલા ફાહા બીજા બોકળા વાલ્યેણે હામટાજ વિટ્ટા હાસે, તેહું તો બોકળે હાંકે જ ની અતરે ફાહા લેણે આવા. તાણું તે નાન્નો ફાહો જ હોતનો પાછા ફાહા કઅતા હાસે કા-

ફાહા : 'તુમે આય મને કુવામાં નાખી આવના તીન્થજ તેં કાસ્થનાવે ? કુવામાં જોજે તતરે બોકળે હાસે ને પયહા હો હાસે એ દેખસા કા,મા...રે ટમ્પા પાર કોઠલો ? હાંય તે નાન્નો અતરે મારથી અતરા જ ઉચકાયા તુમે તે બેહુ જણા જાહા તે હામટાજ ઉચકી નાવહા'

અતરે હલા બેહું જણા ફાહા દળતા દળતા જાય ને કુવામાં કૂદી પયળા.ને તીયાં જ મરી ગ.પૂંઠી હલી ડોહની પોલીસ ટેસાનામાં ફરિયાદ નખાવણે જાતી હાસે ને ફરિયાદ નખાવતી હાસે કા,મારે ડીખરહીંણે ખ્હર જમાહાય નેય ને નાહી ગો હાસે.

પોલીસ : જા જા માજી તોરે ખ્હર જમાહાય પાર કેસ ની હોવે હોતે ખ્હર જમહાય જ હાસે.અતરે તો નેય જાય તેહે કેસ ની હોવે અતરે ડોહની નાહાય ગોય.

સંદર્ભ : ચૌધરી 'ઢોલ' અંક -૨ :મે ૨૦૦૨. પૃષ્ઠ : ૩૦, લેખક -સહદેવ આર. ચૌધરી. પ્રકાશક : ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર,૬,યુનાઈટેડ એવન્યુ, દિનેશ મિલ પાસે, વડોદરા-૩૯૦ ૦૦૭

**અનુવાદ**

**ઘર જમાઈ**

એક છોકરો હતો, તેના બે ભાઈ હતા. બન્ને ભાઈનાં લગ્ન થઈ ગયેલાં. આ બંન્ને ભાઈઓ ઘરનું બધું જ કામ પેલા છોકરાની પાસે કરાવતા. પશુઓ પણ ચરાવવા માટે મોકલતા. એક દિવસ પશુઓને ચરાવતાં ચરાવતાં પેલા છોકરાને બે આના મળ્યા. તેથી તે છોકરો ખૂબ જ ખુશ થઈ ગયો અને બૂમ પાડતો પાડતો ઘરે ગયો. કહે, 'મને પૈસા મળ્યા રે મને પૈસા મળ્યા.'

ભાઈ : એ પૈસા અમને આપી દે તારાથી ખોવાઈ જશે.

છોકરો : ખોવાઈ જવાના ? હું કન્યા લાવવાનો છું !

ભાભી : જા...જા... તારા બે પૈસાની અત્યારે કન્યા આવતી હોય ?

છોકરો : હે...? ના આવતી હોય ! હુતો કન્યા લાવીશ જ !

ભાઈ : ઉભો રે'જે ત્યારે, આમ કહીને પેલા છોકરા પાછળ દોડે છે એટલે છોકરો ભાગ્યો. તે દિવસે છોકરો ઘરે આવ્યો જ નહીં, ભૂખ્યોને તરસ્યો રહ્યો, એટલામાં કેળાં વેચવાળો આવ્યો. છોકરાએ પેલા બે પૈસાનાં કેળાં લીધાં. પછી નદી કિનારે બાવળ નીચે બેસીને ખાધાં અને કેળાંની છાલ બાવળની ડાળી ઉપર લટકાવી

દીધી. એક કેળું ખાતાં-ખાતાં નદી કિનારે ધોબી કપડાંની ધોલાઈ કરતો હતો ત્યાં ગયો.

ધોબીનું છોકરું : બાપુ બાપુ પેલો છોકરો કેળાં ખાય છે, મને પણ લઇ આપોને !

ધોબીઃ એ... છોકરાં કેળાં ક્યાંથી લઇ આવ્યો ?

છોકરો : પેલાં શું બાવળ પર જોઇએ તેટલાં કેળાં આવેલાં છે ત્યાંથી હું લાવ્યો.

ધોબી : હું કેળાં લઇ આવું ત્યાં સુધી આ કપડાં અને છોકરાને સાચવજે.

આમ કહીને ધોબી કેળાં લેવા ગયો, એટલામાં પેલાં બધાં જ કપડાં લઇને છોકરો જતો રહ્યો. જતાં-જતાં રસ્તામાં એક કૂવો આવ્યો. ત્યાં પેલાં કપડાં પહેરીને કૂવામાં તેનો પડછાયો જુએ છે. એટલામાં રાજાનો સિપાઇ પૈસાની ઉઘરાણી કરવા માટે ગયો હતો તે આવ્યો, એટલે છોકરાએ જલ્દી જલ્દી કપડાં કાઢીને મૂકી દીધાં.

સિપાઇ : એ... છોકરાં, આ કૂવાની પાર પર સફેદ કપડાં પહેરીને રાજા જેવો કોણ ફરતો હતો ?

છોકરો : હું જ હતો ! બીજું કોણ ફરે ?

સિપાઈ : આટલાં સરસ કપડાં કયાંથી લાવ્યો ?

છોકરો : જોઈએ તેટલાં કૂવામાં છે મારાથી ઉચકાયાં એટલાં જ હું લાવ્યો છું. તમે તો મોટા છો તેથી વધારે લાવશો.

સિપાઈ : ચાલ હું પણ લેવા જાઉં છું. 'એટલી વાર આ ઘોડાને અને રાજાના રૂપિયાની કોથળી છે તેને સાચવજે.'

છોકરો : હા જરૂર સાચવીશ. સિપાઈ કૂવામાં કૂદ્યો એટલે પેલો છોકરો ઘોડો અને રૂપિયાની કોથળી

લઈને જતો રહ્યો. છોકરો ઘોડા પર બેસીને જાય છે. રસ્તામાં એક ડોશી અને તેની દીકરી બંને મળે છે. ત્યાં ડોશી કહે છે કે,

મારી દીકરી ખૂબ જ થાકી ગઈ છે. તેથી તું મારી દીકરીને ઘોડા પર બેસાડી લઈ જા.

ડોશી : છોકરા તારું નામ શું છે ?

છોકરો : મારું નામ ઘરજમાઈ. છોકરો પેલી છોકરીને બેસાડીને ઘરે લઈ ગયો. ઘરે તેના બંને ભાઈ અને ભાભીઓ જોતાં જ રહી ગયાં. એક ભાઈ કહે, ભાઈ-ભાઈ.... પેલો તો સાચે જ કન્યા લઈને આવી ગયો. સાથે ઘોડો પણ લાવ્યો છે.

બીજો ભાઈ : હવે એ આપણાથી આગળ વધી જશે. ચાલ એ ઊંઘી જાય ત્યારે આપણે એનો ખાટલો જ ઊંચકીને કૂવામાં નાખી દઈશું. તેથી એ મરી જશે અને સઘળું આપણું થઈ જશે. આમ રાત્રે તેને ખાટલા સાથે કૂવામાં નાંખી આવ્યા. ખાટલો કૂવામાં પાણી ઉપર જ રહ્યો. સવાર થઈ એટલે ભરવાડ ત્યાંથી બકરાં લઈને પસાર થતો હતો. તેવામાં પેલા છોકરાએ કૂવામાંથી બૂમ પાડી તેથી ભરવાડ કૂવામાં જોવા આવ્યો. જોઈને ભરવાડે ધારિયાની દાંડી આપીને કૂવામાંથી બહાર કાઢ્યો. પેલી રૂપિયાની કોથળી ખાટલા સાથે લઈને સૂતો હતો તે પણ લઈને નીકળ્યો, એટલે ભરવાડે પૂછ્યું, તું કૂવામાં શું કરતો હતો. આ કોથળીમાં શું લઈને આવ્યો.

છોકરો : રૂપિયા લેવા ગયો હતો. આ જોયા કે કૂવામાં જોઈએ તેટલા રૂપિયા છે. મારાથી ઊંચકાય તેટલા જ હું લાવ્યો.

ભરવાડ : બકરાનો આ ટોળો તું સાચવજે અને હું પણ રૂપિયા લેવા જાઉં છું. હું ઘણા બધા રૂપિયા ઊંચકી લાવીશ, એમ કહીને કૂવામાં કૂદી પડ્યો. પેલો છોકરો બકરાના ટોળાને લઈને ફરી ઘરે આવી ગયો. ઘરે જઈને વાડામાં બકરાં પૂરી દીધાં.

ભાઈ : ક્યાંથી લાવ્યો બકરાં ?

છોકરો : તમે મને કૂવામાં નાંખી આવેલા ત્યાંથી જ, બીજે તો ક્યાંથી લાવું ? કૂવામાં જોઈએ તેટલા બકરા છે. આ જોયું કે મારા માથા પર કોથળો? હું તો નાનો એટલે મારાથી આટલાં જ ઊંચકાયાં, તમે તો ઘણા મજબૂત છો એટલે ઘણાં બકરા ઊંચકી લાવશો.આ સાંભળીને પેલા બન્ને ભાઈઓ દોડતાં-દોડતાં જઈને કૂવામાં કૂદી પડ્યા અને મરી ગયા. પછી પેલી ડોશી પોલીસ સ્ટેશનમાં ફરિયાદ નોંધાવવા માટે ગઈ, ફરિયાદ લખાવે છે કે, મારી દીકરીને ઘરજમાઈ લઈને જતો રહ્યો છે.

પોલીસ : મા...જી તારા ઘરજમાઈ પર કેસ ના થાય, એ તો ઘરજમાઈ જ છે એટલે એ લઈ જાય, તેથી કેસ ના થાય. ડોશી ત્યાંથી જતી રહે છે.

આમ, આ વાર્તાનું શીર્ષક ઘરજમાઈ યથાર્થ છે.

અનુવાદઃ માર્થાબેન ચૌધરી, ઉંમર : ૨૨

મુંઃ પીપલવાડા, તાઃ માંડવી,જિઃ સુરત, તા. ૦૪-૦૫-૨૦૧૧, સમય : ૧૨:૦૦ - કલાકે

વાર્તાઃ

## ફાહા ને બેણહી

ફાહાને બેણહી બે જ જણે હોતને બેણીહી મોટી હોતની ને ફાહા તે છ (૬૦ જ વરાહણો હોતનો. એક દિહ ફાહા રમણે નાહાયગો તાણું બેણીહ છાણે વેસાણે જાતની ને ફાવેલાહે હેંદી કાળી એટલે તો બેવણે પાછાલું જ દયળો.

બેણહીઃ ''હામટાજ તીડ...ક નાકતાહ હસિતું નકે આવેતાને

હાય અમોજ આવતી રયહી''

ફાહાઃ હાય તે હારી જ અવહી ! રડતો મંડો

બેણાહીઃ આલા તીંયા

ને છાણે વેસતે વેસતે તીંધણે આગે નિકલી ગયે

ફાહાઃ બોય બોય પાણી પીણે હેંડા......ય....હાસે

બેણહીઃ ''દેખ.....સ કા મયે નખે આવતો અહેંકય....ન

ને હેવ ઈન્ને પાણી કાસે જડે !

ચાલ હલીયે બગલે જેહ ભમતે હાસે તીએ જાતે'' તીએ ગયે તે એક મોટઅ તલાવ હોતાન તીયા તલાવમાંથી બયણે હે ખોબે ખોબે પાણી પાવ...ય પૂંઠી ફાવેહ તલાવમાં ફુન હેંદી કાયળેન કઅતો મુંડો કા

બેણહીઃ ઊંડાં પાયણામાં હસિ ની હાફાય

ફાહાઃ ''તહું માને ફુ...ન જોજેજ''

એટલે બેણહી તીયા ફુનાય હાફણે જાતી હાસે જેહ બેણહી લાંબો હાથ કરે તેંહની ફુ...ન અણેને અણેજ હો..ત જાયને તે એસ્સારિજ ઉડા પાયણામાં બુડી ગોય. ફાહા તીએને તીએજ રડી રડીને રાફળો હોયગો, ને તીયાણે આખા ડીના ઉપાર ઉદાહાયાય રાફળો ફીરી વયહ્યો

તીયેજ વાટેવા રોજ પારઘી રમણે જાતના એટલે તીણહે વાટીમાં રાફળો દેખસો એટલે તે કઅતા હસિકા

પારઘીઃ ઈએ વાટીમાં કાંય હોત...ન કાયનીને આજે ગાસે...યે રાફળો આવી ગો હેં હે કરીને પાટવે ઠોક્સો એટલે તીંયા રાફળામાંથી નિચાડ નીકલી પયળોને રડળતો મંડોનેતો કઅતો હાસેકા બેયણે ણે ઈને ખેંચીનેંઘી હાસે એટલે હાયમાં....રે બેયણે વગાર કાસે જામ?

એટલે પારઘીણે દયા આવીને તીયાણે ઘોરચ ચીરને એક ફાળકા ણે તીયણે કાસીટી કરવીને એક વાટકો આપચોને કઅય કા.

પારઘીઃ ''અતિ ઓ વાટકોને ખરાહમાંય તું માંગીને ખાજે, રઅજે.''

પારઘીએ ફુ...ન છુટીનેંદને ખર નાહાય ગયા ખરજાયને તીંયા ફુ...નાયજે વે હેંઠે મુકય કા તેવજ તીયા ફુનામાંથી બહુજ ફાયેન એક વાહાલની કુલી પડી તે પુંઠીતીંયા પારઘી હારીજ રમણે મંયડી તેહજ ઘણો સમાય વિતીગો એક દિહબધા ખરાહમાંય માગત માગ...ત માગનાર આવી રઅય ને આંગણે આવીને ગીત ગાયકા..

''આમે બાયે હારી, છાણે બેસાણે ગને

તીયા મા...હે બેયણે ણે હુરજીફુને
તાણી નેઘી હાય એખનો પડી નો
માને ફુટકો ખાંડ રોટનો આપારા''

એટલે પલી પારઘીવાલી ગીત ઉનાય જ રઈતી માગના...હે પા...છ ગીત નઅય એટલે પલી બેણહી ગીત હમજી ગોયને તિયા માંગના રાણે એ ફેંટી પડીને આખે મૂએ તીયાણે ગુલા દેય કાયળાને કઅતી હાસેત.

બેણહીઃ બાબા તુ અતરા દિહ કસિ રતનોને કાજા કરતો નો આપળહાયતે ફગવનિજ મિલાવી દેદેરા....

**અનુવાદઃ ભાઈ અને બહેન**

ભાઈ બહેન બે જ જણ હતા. બહેન મોટી અને ભાઈ છ(૬) જ વરસનો હતો. એક દિવસ ભાઈ રમવા જતો રહ્યો એટલે બહેન છાણા વેચવા જતી હતી કે ભાઈ એને જોઈ ગયો અને પાછળ દોડયો.

**બહેનઃ** ખૂબ જ તડકો લાગે છે તું ના આવતો હું હમણાં જ આવતી રહીશ.

**ભાઈઃ** હું તો સાથે જ આવીશ ! એમ કહી રડવા લાગ્યો.

**બહેનઃ** ચાલ તે અને છાણા વેચતા વેચતા તેઓ ઘણે દૂર નીકળી ગયા.

**ભાઈઃ** બહેન બહે મને પાણી પીવાનું મન થયું છે.

**બહેનઃ** જોયું મે નહી આવતો એમ કહ્યું હતુ ને હવે અહીં પાણી ક્યાં મળશે.

અહીં પાણી ક્યાં મળશે.

ચાલ ત્યાં બગલા જેમ ફરતા દેખાય છે. ત્યાં જઈએ ત્યાં ગયા તો ત્યાં મોટુ તળાવ હતું તે તળાવમાંથી બહેને ખોબે ખોબે પાણી પાવ્યું. પછી ભાઈએ તળાવમાં ફૂલ શોધી કાળ્યું મને ફૂલ તોડી આપ.

**બહેનઃ** ઊંડા પાણીમાં છે એ ની તોડાય.

**ભાઈઃ** એ ફૂલ મને જોઈએને જોઈએ

એટલે બહેન એ ફૂલ તોડવા જેમ લાંબો હાથ કરે તેમ ફૂલ અંદર ને અંદર થતું જાય અને અચાનક બહેન પાણીમાં ડૂબી ગઈ. ભાઈ ત્યાં ને ત્યાં જ રડી રડીને રાફળો થઈ ગયો. તેના આખા શરીર ઉપર ઉધઈનો રાફડો ફરી વળ્યો.

આ રસ્તેથી રોજ પારધીઓ શિકાર કરવા જતા હતા. રસ્તામાં રાફળો જોયો એટલે કહેવા લાગ્યા કે અહીં રસ્તામાં કંઈ હતુ નહી અને આ ક્યાંથી રાફળો આવી ગયો. એમ કહીને એ લાત મારી અને આ રાફળામાંથી છોકરો નિકળી પડ્યો. છોકરો રડતો રડતો કહેવા લાગ્યો કે મારી બહેનને અહીં ખેંચી લીધી છે, એટલે હું બહેન વગર ક્યાં જાઉં. એટલે પારધીને દયા આવી અને તેમણે ધોતિયું ફાડીને એક કટકો કરી તેને કછોટો કરી આપ્યો પછી એક વાડકો આપીને કહ્યું.

**પારધીઃ** આ લે આ વાળકો અને ઘરોમાં માંગીને તું ખાજે અને રહેજે.

પારધીએ ફૂલ તોડયુ ને ઘરે જતા રહ્યા. ઘરે જઈને એ ફૂલને નીચે મૂક્યુ કે તરત જ તેજ ફૂલમાંથી ખૂબજ સરસ એક...તે પછી ત્યાં જ પારધી સાથે જ રહેવા લાગી. એમ ઘણો સમય વિતી ગયો. એક દિવસ એ બધાં ઘરોમાં ભીલ માગતો માગતો પારધીના ઘર આગળ આવી ગયો અને ગીત ગાવા લાગ્યો.

''અમે બહેન સાથે છાણા વેચવા ગયેલ
ત્યાં મારી બહેનને હૂરજી ફૂલે ખેંચી લીધી''
હું એકલો પડી ગયો મને કટકો રોટલો આપો રે''

એટલે પેલી પારઘીવાળી ગીત સાંભળી જ રહી અને માગનારને પાછુ ગીત ગવડાવ્યું એટલે બહેન ગીત સમજી ગઈ અને તે માગનારને ભેટી પડીને આખે મોંઢે બચી કરી અને કહેવા લાગી.

**બહેનઃ** ભાઈ તું આટલા દિવસ ક્યાં રહેતો હતો. શું કરતો હતો. આપણને ભગવાને જ મળાવી દીધા.

## વારતા

વરાહાતાય દિહી હોત્ના, ખાડામાં પાણી થોડઅ થોડઅ વઅત્ન, હલ્દીયો, આછૂવ નેઈને માછને ઘરને ગો, આખા દિહામાં દહેક માછને ઘરયે, માછને દેખી રૂપલી બઉં રાજી હોવી ખાલ્પીએ આથા કાસાવે નાવોરા? બઉ દિહયે ખાવાણે મિલ્યે.

ફણ હારા તેને કાપનીંતી જાની માલા પાંહી માતો હલ્દીખાય તાહ, અમી જાતો હામ, પલી બે પલી ચાની જાઈને, હઅઆ, હારતિયા, પિવાલ આપ માગી નાવતો હામ, રૂપલ્યે પવાલ આપ્ય, ફણહારા, રાણકીયે ય નખે કઅતો આપવાની દેપજો.રાણકી માલાવાલી તીયેય બદો કારફાર તીયેયે કઅય પડી, હારજા,

માલા....! એક પલી તેન જોસ્તન થોંડેક માછને નાવો હામ, રાણકીયે ઉનપ નેદ, એટલે દડી નીકલી હેં ફાઈજી ! પલી તેનની મિલે ! કા કઅતે હા ! આ મારે હો ખટી ગનઅ હા ની મિલે.

હલ્દીઓ ખર આવો ખાલ્પીએ આહાય, રાણકીએ તે તેનની મિલે અંહે કય દેદઅ, હવે કા કરતે, કેહરાપાંહી ગો. ગાઆડા ફણી ગનો, ચડાવો દખસો, થોડેક માછને ધરયે હા, તેન કાંયની એટલે નેમે આવો હામ, કતર, જોસ્તન? પલી ને પલી હોઈને ચાની જાઈ બાબા આહાય ઉનાયડા, હલ્દીથાય તેના આપ બાબા આહાય કાજા નાવોહા? પવાલઅ નાવો હામ. આલા , કાજા રાંદેવાણે હા, થોડેક માછને નાવનો યે હા....ર ! આલા, આમલી એ તેન આપ્યા.

રાતીણી રૂપેલ્યે ય પેટમાં દુઃખણ ચાન્ય હગવાણનાગી ગઈ, હલ્દીયોતે ઊંચો -નીચો હોઈ ગયો, રાતમો વખાત વરાહાત કયકા મારે કામ કાજા કરવ ? દયળો કેહરા પાંહી, ફાઈ કેહરા, ખાલ્પીયે આહીને ઝાડે ફિરતી હોઈ ગઈ, હારા, કાંઈ દવા વ હાકાં? હુવારા પાંહીજા, 'પેનકિલર' રાખી મૂકતો હા, હોઈ તિયા આપી

ગુલજી હુથાર તેના પાડતો હા, ખણા દિહણ ખટી ગહા, બીલા ફગતાય નેઈ આવ, ઘણા ઉતારી મૂક મૂકનાગીઈ હોઈજો, ગામમાં તેન માગતો હીંડે તો દેખ્રા નાગી ગઈ કોઈણી બજાર ઉતરાવી દેહારા હોઈ જાઈ કેહરે સલાહ આપી.

હુથાર આવો, વાનડી દવાખાને નેઈ જાય, કાદવાલ્યે માછને ખાત તિયાય બીજાઅ કાજા હોય, ગાડલ તે ચાને નીં કા આ કરતા ઊચકી નેતા, ખબે બેહાડી દેહુ, ખંગેડઅ પાગરાવી દેહું, ઉતાવલ કરા, હલ્દીએ રૂપીલ્યે ય ખબે મૂકી ને દી ખંગડઅ પાંગરી નેદઅ વાનડી જ ગાઉ દૂર, રાતીણા, દહવાગી ગયા,

હલદીઓને માલો, બાર વાગે સકારી દવાખાને પુંગા, દવાખાના તે બંદ હવેકા કારતા ! માલો હલ્દીબાય

પૂછણે મંન્ડો દાકતારાય ઉઠાળતા વીડી તીયાર વીડે તે વીડે દાકતારાય બાર ઠોકઅ દાકતર ઉઠઠો રાતના બાર વાગ્યે ઊઠાડો છો? ખબર નથી પડતી ?

દાકતર સાહેબ, હલ્દીઓ કગીરો, જાડાહોઈ ગયા હા, મારે રૂપલી મરી મરી જાઈ, દયા કરની, દવા આપ તોઅરે ઉપકારની ફૂલ....! પયહા નાવો હામ,

દાકતર દયા આવી દવાકદી, રૂપલી હારી હોઈ ગઈ, હેર માછને હલ્દીબાય ફારી પડી ગયે.

હવે માછને નીં ખાજે હાકારા, રૂપલી બબડીને નાની હલ્દીયે ટેકો આપચો.

**ઉખાણા**

૧. ચૌ. બાંધીનો ખહોળો ચમખી મૂતે- નીમાયણે

ગુ. બાંધેલો ઘોડો ચારે તરફ મૂતરે- નેવાં

૨. ચૌ. લીલ નુંગળ ને લાલ કબ્જો, હીમાં કાલે બટન તી કાજા જાણી જાયા-તડબૂચ

ગુ. લીલુ લુગડું (સાડી) ને લાલ બ્લાઉઝ એમાં કાળા બટન તે શું જાણી જાઓ

૩. ચૌ. ડોંગરાહમાંથી નાડી આણી તિયેણે બડા પાછાલ બોલ્ના.

ગુ. ડુંગરમાંથી લાડી (વહુ) આણી તેને પીઠ પાછળ સ્તન- સૂપડું

૪. ચૌ. ઉંચે ગોડુ હેઠે ઈંડા- મહૂડા

ગુ. ઉપર ગોટુ નીચે ઇંડા-મહુડુ

૫. ચૌ. હર હર હોડુ ચુટકી જાણ ગોટુ- જુવાર

૬. ચૌ. કાળો બાબો લીલી ટોપી- તાડ
ગુ. કાળો છોકરો લીલી ટોપી-તાડ

૭. ચૌ. તાડને બે ફાળ- દાતણ

૮. ચૌ. વાંકે ચૂંકી કોતડીને હીધો પાણી જાય- તીરકામઠું
ગુ. વાંકી ચૂકી કોતરડીને સીધુ પાણી જાય-તીરકામઠું

૯. ચૌ. ઉંચે ડુંગરે ઘવાય જાહા -દેશી નળીયા

૧૦. ચૌ. બધે બધે નાહિ ગઈ જાડી ડોહણી રઈ ગઈ-કોઠી

૧૧. ચૌ. બધે બધે જાતે રહે ભૂરો ગોસો ભિંતે રહગો-શરીદી

૧૨. ચૌ. જેવું ડોહો ઉઠે તેવો દરામાં હાથ ખેદતો ઉઠે-ડગલી
ગુ. જેવો ડોસો જાગે તેવો દરમાં હાથ નાંખતો ઉઠે-ખમીશ

૧૩. ચૌ. તારો બાપો ક્યાં ગો, નવરા દિનો પાણી બદ કરને -નદી

**કહેવતો**

૧. ચૌ. ખ્હરથી ખેત ને ખેતથી ખ્હર
ગુ. ઘરથી ખેતરે ને ખેતરેથી ઘર.

૨. ચૌ. ખીનાય જોરે વાહક કૂદે.
ગુ. ખીલાના જોરે વાછરડું કૂદે.
૩. ચૌ. પાયણા ને આગળા હારી રમાતની
ગુ. પાણી ને દેવતા સાથે રમત નહીં.
૪. ચૌ. છગ્દી બોયેણે બારામાં ઉબડો
ગુ. ફૂવડ બાઈનાં બારણામાં ઉકરડો.
૫. ચૌ. નકટાણે નાજની ને બોળકાણે ખાજની.
ગુ. નફ્ફટને લાજ નહીં ને ટાલિયાને ખંડવાળ નહીં.
૬. ચૌ. મિલ્લે આવી તે દલ્લે બેહાડી
ગુ. મળવા આવી તે દળવા બેસાડી
૭. ચૌ. બે ખ્હરનો પાણો કૂખે મરે
ગુ. બે ઘરનો પરોણો ભૂખે મરે.
૮. ચૌ. પાણો પાંચ દિહિણો
ગુ. પરોણો પાંચ દિવસનો
૯. ચૌ. ડોહો જોણે જાતણે ચૂનો ફૂક્યા વગાર ચાને ની
ગુ. સ્ત્રીઓની જાતને ચૂલો ફુંક્યા વગર ચાલે નહિ.

૧૦. ચૌ. વાત કરતા રાત જાય ને દેવ કરતા દિહિ જાય
ગુ. વાત કરતાં રાત જાયને દેવ કરતાં દિવસ જાય
૧૧. તોરે આહાય ક્યાં ગ્યોય-

**અન્ય**

૧. ના...નોહ લાબો આ...ખત ખ્હર નીપી રય
ના....નો છોકરો આ...ખું ઘર લીંપી રહે.
૨. આહાય બલે તે ડીખ્રી હચૂળે
મા બળે ને દીકરી ચળે (રસોઈ સંદર્ભે)
૩. આવતી રાણીને જાતી રાણી, ખુબુક પયહા બાંદતી રાણી.
આવતી રાણીને જાતી રાણી, ખખડતા પૈસા બાંધતી રાણી.
૪. ડોહો ડમરામાં ને ડોહની ફૂમરામાં
ડોસો ડમરામાં ને ડોશી ધૂળમાં
૫. એકદરામાં બે સાપ ઝુમે.
એક દરમાં બે સાપ ઝુમે.

**સંદર્ભ સૂચિ :**

(૧) આદિવાસીઓ : ગઈકાલે અને આજે
ઘનશ્યામ શાહ
આવૃત્તિ-પ્રથમ ૧૯૮૫
પ્રકાશક- સેન્ટર ફોર સોશ્યલ સ્ટડીઝ, વતી

(૨) ગુજરાતના ચોધરીઓ
ડૉ. અરવિંદ ભટ્ટ
પ્રથમ આવૃત્તિ-૧૯૮૫
પ્રકાશક-ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ

(૩) દક્ષિણ ગુજરાતના આદિવાસી નૃત્યો
સંકલનઃ વિક્રમ ચૌધરી, ધીરુ પટેલ, કુલીન પટેલ, મનોજ ચૌધરી
પ્રકાશનઃ ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર વડોદરા
વર્ષઃ ૨૦૧૧

**માહિતીદાતાઃ**

(૧) મનોજભાઈ અમરસિંહ ચૌધરી

ઉંમર-૬૦ વર્ષ

ગામઃ અલગડ જિ. તાપી

તા-૧૫-૭-૨૦૧૨

સમય :- ૯. ૦૦ થી ૧.૨૦ કલાક સુધી

સ્થળઃ ઘરે

(૨) રેખાબેન એન ચૌધરી

ઉંમર-૩૭ વર્ષ

ગામઃ વેડછી

તા- ૧૨-૭-૨૦૧૨

સમય. ૧૧.૩૫ થી ૧. ૦૦ સુધી

સ્થળઃ આદિવાસી અકાદમી તેજગઢ

(૩) ચોંગાભાઈ ચૌધરી

ઉંમરઃ-૪૩ વર્ષ

ગામઃ અલગટ  જિ. તાપી.

સમયઃ ૨. ૧૫. કલાકે બપોર પછી

(૪) લલ્લુભાઈ રેવજીભાઈ ચૌધરી

ઉંમર-૬૫ વર્ષ

મુ. અલગટ

(૫) અલ્કાબેન રસિકભાઈ ચૌધરી

ઉમરઃ- ૪૫

મુ.પાના ફળિયા પો. ડુંગરી ફળિયા

તા. મહુવા. જિ. સુરત

(૬) ચૌધરી રસિકભાઈ કિંકુભાઈ

ઉમરઃ- ૪૮

મુ.પાના ફળિયા પો. ડુંગરી ફળિયા

તા. મહુવા. જિ. સુરત

(૭) ચૌધરી રમેશભાઈ ચીમનભાઈ વકીલ
ઉંમરઃ- ૩૮
મુ. અલગટ

(૮) ચૌધરી ટેલાભાઈ કરશનજીભાઈ
ઉંમરઃ- ૭૦
મુ. અલગટ

(૯)ચૌધરી ચામડીયાભાઈ કાળીયાભાઈ
ઉંમરઃ ૬૫ વર્ષ
મુ. પિપલવાડા
ઠે. ગેટ ફળિયું
તા. માંડવી.

વિકેશ રાઠવા
ભાવસિંગ રાઠવા